પી ગયેલા પ્રખર વિદ્વાનો જોયા છે, છતાં તેમનામાં, જે પ્રકારની આત્મ-
શ્રદ્ધા ઇશ્વરાવતારના સંબંધમાં આવેલા સજ્જનોના હૃદયમાં જોવામાં
આવે છે તેનો સહસ્રાંશ પણ જોવામાં આવતો નથી. કારણ કે
આ બીચારામાં લક્ષણાવૃત્તિ-હું બ્રહ્મ છું, હું ઇશ્વરરૂપ છું, એ પ્રકારની
લક્ષણાવૃત્તિ જાગ્રત્ જ થતી નથી. તે પોતે મોઢેથી બોલતા હોય છે, અને
મનથી પણ માનતા હોય છે, પરંતુ તેમની આ વૃત્તિ કોઇ અર્થને સાધનાર
હોતી નથી અર્થાત્ તે વંધ્યા સ્ત્રીજેવી હોય છે. હું ઇશ્વરરૂપ થઇ શકું
તેમ છે, મારામાં, ઇશ્વરમાં જે અનંત જ્ઞાનૈશ્વર્ય વિદ્યમાન હોય છે, તે
સર્વ જાગ્રત્ થઇ શકે છે, એ પ્રકારની દૃઢ આત્મશ્રદ્ધા-શંકાવિપર્યય-
રહિત આત્મશ્રદ્ધા, જે સુભાગી સજ્જનો આવા મહાપુરુષોના પરિચયમાં
આવ્યા હોય છે, તેમનામાં જ જાગ્રત્ થઇ શકે છે, અને યોગ્ય સમય જતાં
આ પુરુષવરો પણ તેમના સદૃશ થઇ શકે છે. મનુષ્યરૂપમાં ઇશ્વરને અવતાર
ધારણ કરવાનું આ જ એક પ્રધાન અને બળવાન્ કારણ છે. પોતાના
વિશુદ્ધ સ્વરૂપને, પોતાના બ્રહ્મરૂપને મનુષ્યો અજ્ઞાને કરીને ભૂલી જાય છે,
અને તેથી અલ્પજ્ઞ અને પરતંત્ર દશામાં તે મૂકાય છે, અને અધોગતિને
પામતા નાના દુઃખ ક્લેશનો અનુભવ કરે છે. અખંડ સ્વરૂપમાં,-સ્વરૂપની
મસ્તીમાં, સ્વરૂપના અનુભવમાં રમતા મહાપુરુષને જ્યાં અધિકારી સજ્જનો
જુએ છે, કે તરત તેમની વૃત્તિમાં, બકરાના ટોળામાં રહેનારસિંહનુ બચ્ચુ
જેમ સિંહને જોતાં હું બકરૂં નથી પણ સિંહ છું, એ પ્રમાણે માનવા
લાગે છે, અને તેનામાં જે કંઇ પૂર્વના સંસ્કારોએ કરીને બકરાપણાંની
ભાવના અથવા માન્યતા રહેલી હોય છે તે અલ્પ સમયમાં જ નિર્મૂલ
થાય છે, તેમ બ્રહ્મભાવના, કે ઇશ્વરભાવના ખડી થઇ જાય છે, અને
હું વસ્તુતઃ ઇશ્વર અથવા બ્રહ્મરૂપ છું, અને મારામાં પણ આ પુરુષની પેઠે
સર્વ જ્ઞાનૈશ્વર્ય પ્રકટ થઇ શકે તેમ છે, એ પ્રમાણે તે દૃઢ શ્રદ્ધાથી માનવા
લાગે છે. આ પ્રકારની પ્રત્યક્ષ દૃષ્ટાંતવડે અધિકારીમાં લક્ષણાવૃત્તિ જાગ્રત્
કરવાને માટે જ ઇશ્વરનું આ ભૂમિઉપર અવતરવું થાય છે. બીજા

કારણોને લેઇને થતું હશે, પણ મને તો આ એક પ્રયોજન સર્વ કરતાં વિશેષ બળવાન્ અને વિશેષ હિતકારક જણાય છે. ભલે ઇશ્વર અવતાર લેઇને બીજાં ગમે તેવાં કાર્ય કરો પરંતુ જો આ કાર્ય તે ન કરતા હોય તો મારા મનથી તેની વિશેષ મહત્તા નથી.

+ + + + +

ચમત્કારને માટે પ્રભુએ કોઇ ચમત્કાર કર્યો જ નથી. પણ તેમનું જીવન જ એવા અદ્દભુત ઐશ્વર્યવાળું હતું, કે પળે પળે તેમના જીવનમાં મનુષ્યદ્દષ્ટિથી જણાતા. ચમત્કાર થતા. તેમ છતાં પ્રભુશ્રીનો, ચમત્કાર-કહેવાતા ચમત્કાર કરવાનો કોઇ આશય હોય તો એ જ હોવો ઘટે છે, કે પોતાની પાસેના અથવા પોતાના સંબંધમાં આવતા અધિકારી જનો જોઇ જાણી શકે, કે ઇશ્વિર અનંત જ્ઞાનઐશ્વર્યસંપન્ન છે, અને તે સર્વ જ્ઞાન ઐશ્વર્ય મનુષ્યમાં પ્રકટ થઇ શકે છે. જો મનુષ્યમાં જે પ્રકારની દીનતા, અલ્પજ્ઞતા, તથા અલ્પશક્તિમત્તા જોવામાં આવે છે, તેથી વિશેષ અંશમા આવા પુરૂષવરોમાં કંઇ પણ જ્ઞાનૈશ્વર્ય ન જોવામાં આવે તો પછી મનુષ્યમાં અને તેમનામાં ભેદની પ્રતીતિ કેવી રીતે થઇ શકે ? હું પૂર્વે જણાવી ગયો જ છું, કે ચમત્કારની ખાતર કંઇ આવા પુરુષવરો ચમત્કાર કરતા નથી, પણ જે ભૂમિકામાં તે સ્થિત હોય છે, તદનુરૂપ તેમની લીલા, તેમનું વર્તન સહજ સ્વભાવે જ થઇ જાય છે, પછી પોતાના ઐશ્વર્યને પ્રચ્છન્ન રાખવાને ભલેને તેઓ ગમે તેટલો પ્રયત્ન કરે.

તેમ છતાં હું એવો તો દાવો નથી જ કરતો, કે જેવા રૂપમાં પ્રભુ હતા તેવા રૂપમાં મેં તેમના સ્વરૂપનું યથાર્થ વર્ણન કર્યું છે. ઇશ્વરાભિમુખ થએલી તથા યથાશક્તિ શાસ્ત્ર જેને કર્મ અને ઉપાસના કહે છે, તેવાં કર્મ અને ઉપાસનાવડે વિશુદ્ધ થએલી મારી અલ્પ મતિમાં પ્રભુશ્રીના મહિમાનું જે કંઇ મને ભાન થયું હતું, તેને સ્થૂલ રૂપમાં પ્રકટ કરવાને મેં યથામતિ યથાશક્તિ પ્રયાસ કર્યો છે। તેમાં જે કંઇ દોષો હોય તે મહા પુરુષના વિશુદ્ધ સ્વરૂપના નથી, પણ તે લેખકની અલ્પ મતિથી ઉપજેલા

છે, એમ તે સ્વીકારે છે. વસ્તુતઃ પ્રભુશ્રી સ્વરૂપનું યથાર્થ રીતે વાણીથી વર્ણન કરી શકાતું નથી અને સ્થૂલ શબ્દોમાં ઉતારી શકાતું નથી. કારણ કે તે તો એક અનુભવથી જ યથાર્થ સમજાય તેમ હોય છે; તેથી હું આ અનુભવગમ્ય વસ્તુને કેવી રીતે યોગ્ય રૂપમાં તમારા આગળ સ્થૂલ શબ્દોમાં વર્ણી બતાવું ? મારા કહેવાનો ભાવ આપ સુજ્ઞ સમજી શકતા હશો જ. મારા કહેવાના તાત્પર્યને આપ સમજીને આત્મકલ્યાણને સાધશો, એ જ મારી આપ સર્વને નમ્ર પ્રાર્થના છે.

\+ + + + +

શ્રીમાન્ પરમાનંદજીનાં માત્ર બે જ પદ આ બિંદુમાં પ્રકટ થઇ શક્યાં છે. બીજાં પદ મને યથાસમય નહિ મળવાથી આ બિંદુમાં પ્રકટ થઇ શક્યાં નથી, જે ઇશ્વરેચ્છાથી ચતુર્થ બિંદુમાં પ્રકટ થશે.

× × × ×

બીજું વિશેષ તો હું શું કહું ? અંતમાં માત્ર એટલું જ જણાવું છું, કે આ પુસ્તકમાં પ્રભુશ્રીના જીવનની જે કંઇ રૂપરેખા સ્વલ્પમાં જણાવવામાં આવી છે, તેમાંથી જે કંઇ પોતાને હિતકર અને કલ્યાણજનક જણાય તેને પોતાના જીવનમાં ઉતારીને સુખેચ્છકે આત્મકલ્યાણને સાધી સુખી થવું.

સંવત્ ૧૯૮૧ આષાઢ કૃષ્ણ૦ ૮<br>રવિવાર તા. ૧૩—૭—૨૫.<br>વડોદરા.

પંડિત જગન્નાથ પ્રભાશંકર.

# प्रार्थनायुक्त मंगल.

પરમાત્મન્ ! આપને આદિ, મધ્ય, કે અંત નથી. આપ વિશ્વેશ્વર છો. આપ પરબ્રહ્મ છો. આપ આ જગત્‌ના આશ્રયરૂપ છો. આપ જ એક સનાતન પુરૂષ છો. આપ ધર્મનું પાલન કરનાર છો. આપ અનંતવીર્ય છો. આપનાથી આ વિશ્વમાત્ર વ્યાપ્ત છે. મનુષ્યરૂપે આપ જણાતા છતાં આપ સર્વવ્યાપક છો આપ અનંત જ્ઞાનવાળા છો. દેવ, યક્ષ, ગાંધર્વ, આદિ આપની નિરંતર સ્તુતિ કરે છે. વેદો આપના મહિમાનું ગાન કરે છે. શેષ અને શારદા પણ આપને જ અખંડ સ્તવે છે. આપ ભક્તજનના સર્વાધાર અને તેમના પ્રાણભૂત છો. આપ દયાના મહાસાગર છો. આપ બ્રહ્મરૂપ છો. અને તેથી આપ સર્વથી શ્રેષ્ઠ હોવાથી સર્વના આપ વંદ્ય છો. આપ યોગી, ઋષિ, મુનિ, અને સિદ્ધ એ સર્વના ઈશ્વર છો આપના સંપૂર્ણ મહિમાને સંપૂર્ણ રૂપમાં કોઇ વિરલ જ જાણી શકે છે. આપના મહિમાના પારને પામી શકવાને અસમર્થ એવો હું આપને સહસ્ત્રશઃ પ્રણામ કરૂં છું, પુન પુનઃ નમસ્કાર કરૂં છું.

પરમ શ્રેયસ્કર અને અત્યંત કલ્યાણકારક આપના મહિમાનું જેમાં વર્ણન થએલું છે, તેવાં આપના ચરિત્રામૃતનાં આ બિંદુઓ પ્રકટ કરવાનો લેખકનો એ જ આશય છે, કે મુમુક્ષુ અને સાધુ પુરૂષો અધિક ઈશ્વરાભિમુખ થઇ ભક્તિપરાયણ થતા આપના પદને સત્વર પામે; તો તે જનહિતકર આશયને આપ સફળ કરવા કૃપાળુ થશો.

હે અનંત ઐશ્વર્યાધિપતિ સર્વજ્ઞ ગુરુમહારાજ ! મેં જે કંઇ આપશ્રીના જ્ઞાનૈશ્વર્યના સંબંધમાં લખ્યું છે તે જેવા રૂપમાં મેં જાતે જોયું અનુભવ્યું હતું તેવા જ રૂપમાં લખ્યું છે, અને તેમાં જરાપણ અતિશયોક્તિ કરી નથી બીજા અજ્ઞ લોકો જાણો, કે ન ન જાણો પરંતુ આપ તો મારા અંતર્યામીરૂપે રહેલા હોવાથી જાણો જ છો, કે આપશ્રીના આ અનંત જ્ઞાનૈશ્વર્યનું સ્વરૂપ વર્ણવતા મને ઘણી મુંઝવણ થઇ છે, અને મારે શી રીતે મેં જે જોયું અનુભવ્યું છે તેને સ્થૂલ શબ્દોમાં વર્ણવવું તે સુઝયું નથી; છતા મારા અધિકારપ્રમાણે જેટલા અંશમાં મારાથી બની શક્યું તેટલા અંશમા મેં તેની રૂપરેખા આલેખી છે; હું તો માનતો જ આવ્યો છુ કે આપના મહિમાને યથાર્થ રીતે વર્ણવવાને શેષ શારદા શક્તિમાન્ નથી તો મારૂં શું ગજું ?

એષણાત્રયનો આપશ્રીમાં કેવલ અભાવ હતો, જેથી લોકૈષણા આદિની આપશ્રીને લેશ પણ સ્પૃહા કે ઇચ્છા ન હતી, એ હું સારી રીતે જાણું છું. જેથી મેઠ રીતે આપની કીર્તિને વધારવાના મિથ્યા પ્રલોભનમા આપના અનુગ્રહપાત્ર આ વ્યક્તિ પણ પડે તેમ નથી. આપની કીર્તિ કયા કયાં પ્રસરેલી હતી તે હુ જાણું છું. આ લોકના હિમાલય આદિ સ્થળોના સમર્થ યોગીઓ તથા સિદ્ધ પુરુષો, તેમ જ આ પૃથ્વી ઉપર ગુફાઓઆદિ સ્થળે નિવસતા સમર્થ સિદ્ધપુરુષો સ્થૂલ અથવા સૂક્ષ્મ શરીરે આપને મળવા આવતા હતા, તેમ જ લોકાંતરમાં પણ આપશ્રીની ખ્યાતિ અનેક લોકમા વિસ્તરેલી હતી, એવા જે આપ તેમની કીર્તિને હું શું વધારી શકવાનો હતો ?

પણ ન કરે તોપણ સઉ મહા પોતાના ધર્મનું પાલન કરે અને પોતાને પ્રાપ્ત કર્તવ્ય ભોગ તે કરે પોતના વડીલ કાકાપ્રતિ પણ પોતે પૂજ્યભાવ રાખે પોતાને ત્યા તેઓ આવે ત્યાર તેમને ચાહ વગેરે જે જોઈએ તે વખતસર મળે તેને માટે પોતે જાતે દાઝથી ખરાબસ્ત રાખે જમવા બેસતી વખતે પોતે તેમને પોતાની જોડે બેસાડીને ઈચ્છાનુકૂલ ભોજન જમાડે. બેન ભાણેજ, બનેવી, જમાઈ વગેરે પ્રતિ પોતે અપૂર્વ પ્રેમભાવ રાખે અને વ્યવહારના પ્રત્યેક પ્રસંગે તેમને પોતે સારી રીતે આપવુ ઘટે તે આપે. ન્યાતનાળાપ્રતિ પ્રભુશ્રીનો ઘણો ભાન રહેતો. જે કોઈ ન્યાતના મનુષ્યો આવે તેમને હમેશા પોતે ઉપરથીનુ ભોજન જમાડે ન્યાતવાળા મનુષ્યો અદેખા તથા ઈર્ષાવાળા હોય છે, એ સઉ કોઈના અનુભવની વાત છે, તે પ્રમાણે પ્રસંગ પ્રસંગે ન્યાતના કોઈ કોઈ મનુષ્યો પ્રભુશ્રીની ઈર્ષા કરતા તથા તેમના ન્યાતિભોજન વગેરે પ્રસંગે ત્રાસ આપવાનો પણ પ્રયત્ન કરતા, તે છતા પોતે તો પોતાની નમ્રતાપ્રતિ અને પોતાના ધર્મપ્રતિ જોતા અને તેમના કર્તવ્યપ્રતિ ઉપેક્ષા સેવીને તેમનુ કલ્યાણ જ પોતે ઈચ્છતા અને કરતા ઘણાએ મનુષ્યોએ પૂર્વે પ્રભુશ્રીના કાર્યમા વિઘ્ન નાખવાનો પ્રયત્ન કર્યો હતો, છતા પ્રભુશ્રીએ તેમની વૃત્તિપ્રતિ જોયુ નથી, પણ માત્ર તેમનુ હિત થાય તે પ્રતિ જ જોયુ છે, અને પ્રભુશ્રીના આ વર્તનના પ્રભાવે આજે પોતાના તમામ સગા અને ન્યાતના તમામ મનુષ્યો પ્રભુશ્રીના નિસ્વાર્થ શુદ્ધ પ્રેમને સ્મરીને હૃદયમા દુખી થાય છે શ્રીમાન્ અને મહાત્મા ગણાતા મનુષ્યોના બાળકો, પિતરાઈઓ અને ન્યાતના મનુષ્યો તેમને માટે શુ બોલે છે, અથવા તેમના પ્રતિ તેમનો કેવો ભાવ હોય છે, એ સુપ્રસિદ્ધ છે, પરંતુ આ પ્રભુશ્રીના પ્રતિનો આ સર્વનો અપૂર્વ પ્રેમભાવ જોવામા આવતો હતો સગા વહાલા, ન્યાતના મનુષ્યો અને પોતાના પણ પ્રભુશ્રીને પ્રભુતરીકે જાણે છે અને તેવા ભાવથી તેમને આજે પણ યાદ કરે છે આવુ ગૃહસ્થ જીવન મારા જોવામા ક્યાહિ પણ આવ્યુ નથી. ન્યાતના મનુષ્યો પણ પ્રભુશ્રીને માટે પરોક્ષમા બોલે કે મહા-

રાજશ્રી તો અમારી ન્યાતના ભૂષણરૂપ છે, અમારા મુકુટરૂપ છે કોઇ કોઇ તો કહે, કે નરસિંહ મહેતાએ જેમ નાગરની ન્યાતને જગતમા દીપાવી હતી તેમ, આ પ્રભુએ પણ અમારી ન્યાતને તારી લીધી છે. આ પ્રમાણે સઉ કોઇ પ્રભુશ્રીને માટે પરોક્ષ અપરોક્ષ વચનો બોલતા અનેક મોટા મોટા અમલદારો અને કંઇ રાજાઓ પ્રભુશ્રીના ચરણમા પોતાનુ માથુ નમાવતા તે છતા ન્યાતના મનુષ્યો આગળ પ્રભુશ્રી અત્યત નિરભિમાનપણે વર્તે "હુ તો તમારા ચરણની રજ છુ," એ પ્રમાણે પોતે ન્યાતના મનુષ્યો આગળ બોલે આવા પ્રભુશ્રીના નમ્ર વચન સાભળીને ભાઇને કોઇની આખમા તો પાણી આવી જાય પ્રભુ પ્રેમથી, સાચા પ્રેમથી, નિસ્વાર્થ પ્રેમથી અમરણ પ્રેમથી સર્વને વશ કરી લેતા, અને આવા પ્રેમથી જ સર્વને તે વશ કરી શકતા છે આજે પણ પ્રભુશ્રીનુ સ્મરણ થતા હજારો હૃદયમા વિહ્વળતા થઇ આવે છે, એ પ્રભુશ્રીના અનુપમ પ્રેમનો જ પ્રભાવ છે

અનેક શુભાશુભ પ્રસગે પ્રભુશ્રીના હાથે વ્યવહાર થતા છે અને તે એવા તો ઉત્તમ પ્રકારે પ્રભુશ્રીએ ઉજવ્યા છે, કે કઇ કહેવાની વાત નહિ. ખરી રીતે જોઇએ તો દ્રવ્યનો સચય પ્રભુશ્રી પાસે કદી જ મળે નહિ એટલે ખરૂ જોતા તો એક નિષ્કચન બ્રાહ્મણ જેવા પોતે હતા, છતા વ્યવહારના પ્રસગે મોટા શ્રીમાન અને રાજાઓ પણ ન ખરચી શકે તેનુ ખર્ચ પોતે કરતા આવા પ્રસંગે માત્ર ભોજન ખરચ કરે એટલુ જ નહિ, પણ બ્રાહ્મણોને દક્ષિણા આપે, લ્હાણા કરે, અને નિકટના તથા દૂરના પૂજ્ય સગાઓને આપવુ ઘટે તેના કરતા ઘણુ આપે મે એક પ્રસગ જોયો છે કે તે પ્રસગે પોતે ૧૦૦ ખરચ કર્યું હતુ આ પ્રસગ જરોદ ગામમા પોતાના ભાણેજની વહુના સીમતનો હતો તે પ્રસગે પોતે તમામ ખરચ ઉપાડી લીધુ હતુ પોતાને ત્રણ પુત્ર અને એક પુત્રીની પ્રજા છે પોતાના ભાઇ મોતીભાઇની બન્ને દીકરીઓને પોતે મજુમરમા જ પોતાને ઘેર પરણાવી તમામ ખરચ પોતે જ કર્યું હતુ આ ખરચ પણ સધારણ રીતે નહિ, પણ

તો પણ હે અનંત જ્ઞાન ઐશ્વર્યસંપન્ન ગુરૂમહારાજ ! આપશ્રીના આ અદ્ભુત અને અનુપમ જ્ઞાનઐશ્વર્યનું વર્ણન સાંભળીને ભલાભલા વિદ્વાનોને પણ વ્યામોહ થાય છે; અને કે કોઇ કોઇ તો હાસ્ય કરતા પણ જણાય છે કે આ પ્રકારનું અશ્રુતપૂર્વ, અદ્ભુત જ્ઞાનઐશ્વર્ય આપશ્રીમાં વિદ્યમાન હશે, કે કેમ. તેથી મારી આપશ્રીને આ પ્રસંગે એટલી જ પ્રાર્થના છે, કે જો આપશ્રીમાં મેં જેવા પ્રકારના જ્ઞાનઐશ્વર્યનું વર્ણન કર્યું છે તેવું અદ્ભુત જ્ઞાનઐશ્વર્ય ખરેખર ! હોય, અર્થાત્ જો આપ તેવા અદ્ભુત જ્ઞાનઐશ્વર્યને ખરેખર ! પ્રાપ્ત હો, તેમ જ મેં જે લખ્યું છે, તે કેવલ સત્ય હોય, તથા હું તે પ્રમાણે સાચી શ્રદ્ધાથી માનતો હોઉં, તો આપ દયા લાવીને એટલું કરજો, કે આ વ્યક્તિનું શરીર પડે તે પૂર્વે સંપૂર્ણ અથવા તેમ યોગ્ય ન જણાય તો ન્યૂનાધિક અંશમાં પણ આપશ્રીના આ અનંતજ્ઞાનૈશ્વર્યને આ અભિમાનીમાં પ્રકટ કરજો, કે જેથી આ લોકો આપશ્રીવિષે મેં જે લખ્યું છે તે સત્ય છે તેવું અનુમાન કરી શકે, તથા મારું અને આપનું હાસ્ય થતું પણ અટકે.



# श्री मुकुटलीलामृत

## तृतीय बिंदु.

---

## એક ગૃહસ્થતરીકે પ્રભુશ્રીનું જીવન.

મે ઘણાએ ગૃહસ્થ જીવન જોયા છે, પરંતુ આવુ પૂર્ણ અને આદર્શ ગૃહસ્થ જીવન બીજે કોઇ ઠેકાણે મારા જોવામા આવ્યુ નથી પ્રભુશ્રીનો ગૃહસ્થાશ્રમ તે પ્રભુના જેવો જ હતો આબાલવૃદ્ધને સુખ ઉપજાવવુ, એ પોતાનો ધર્મ હતો પિતા, માતા, સ્ત્રી, પુત્ર આદિ સર્વપ્રતિ જે પ્રકારનું વર્તન રાખવુ જોઇએ, અથવા તેમના પ્રતિનો પોતાનો જે ધર્મ બજાવવો જોઇએ તે પ્રકારનુ વર્તન પોતે રાખતા હતા અને તે ધર્મનુ ઉત્તમ પ્રકારે પાલન કરતા હતા પૂજ્ય શ્રી મોટા મહારાજપ્રતિ પોતાનો અપૂર્વ પૂજ્ય ભાવ રહેતો હતો તેમની પ્રત્યેક આજ્ઞાનુ પોતે પાલન કરતા હતા કોઇ પણ વાતે તેમને અસતોષ ઉપજે તેવુ કોઈ પણ વર્તન પોતે કદી કરતા નહિ. વડીલોપ્રતિ જે પૂજ્ય ભાવથી વર્તવુ જોઇએ તે પૂજ્ય ભાવથી પોતે વર્તતા. પોતાશ્રીની માતુશ્રીની પ્રકૃતિ અસ્વસ્થ હોય તો પોતે જાતે તેમની ચાકરી કરે એક વખતે કહે છે, કે તેમની પ્રકૃતિ અસ્વસ્થ હતી ત્યારે તેમને જે કઇ ખાવાનુ આપવાનુ હોય તે પોતે જાતે તૈયાર કરી આપતા પોતે તેમના પગ પણ ચાપે કુટુબના સર્વ મનુષ્યોને પોતે દ્વારકા, જગનાથ વગેરેની જાત્રા પણ કરાવી હતી કુટુબના સર્વ મનુષ્યો પ્રભુશ્રીની જાયાતને નિત્ય દર્શન કરતા હતા પ્રભુશ્રીના ઘરની વ્યવસ્થા જ એવી, કે પોતે કોઇને કઇ

પણ ન કહુ તોપણ સઉ કોઇ પોતાના ધર્મનુ પાલન કરે અને પોતાને પ્રાપ્ત કર્તવ્ય હોય તે કરે પોતાના વડીલ કાકાપ્રતિ પણ પોતે પૂજ્યભાવ રાખે પોતાને ત્યા તેઓ આવે ત્યારે તેમને ચાહ વગેરે જે જોઇએ તે વખતસર મળે તેને માટે પોતે જાતે તજવીજથી બદોબસ્ત રાખે જમવા બેસતી વખતે પોતે તેમને પોતાની જોડે બેસાડીને ઇચ્છાનુસાર ભોજન જમાડે. બેન ભાણેજ, ભત્રીજી, જમાઇ વગેરે પ્રતિ પોતે અપૂર્વ પ્રેમભાવ રાખે અને વ્યવહારના પ્રત્યેક પ્રસગે તેમને પોતે સારી રીતે આપવુ ઘટે તે આપે ન્યાતવાળાપ્રતિ પ્રભુશ્રીનો ઘણો ભાવ રહેતો જે કોઇ ન્યાતના મનુષ્યો આવે તેમને હમેશા પોતે ઉપરઘીનુ ભોજન જમાડે ન્યાતવાળા મનુષ્યો અદેખા તથા ઇર્ષાવાળા હોય છે, એ સઉ કોઇના અનુભવની વાત છે, તે પ્રમાણે પ્રસગે પ્રસગે ન્યાતના કોઇ કોઇ મનુષ્યો પ્રભુશ્રીની ઇર્ષા કરતા તથા તેમના ન્યાતિભોજન વગેરે પ્રસગે ત્રાસ આપવાનો પણ પ્રયત્ન કરતા તે છતા પોતે તો પોતાની સમતાપ્રતિ અને પોતાના ધર્મ-પ્રતિ જોતા અને તેમના કર્તવ્યપ્રતિ ઉપેક્ષા સેવીને તેમનુ કલ્યાણ જ પોતે ઇચ્છતા અને કરતા ઘણાએ મનુષ્યોએ પૂર્વે પ્રભુશ્રીના માર્ગમા વિઘ્ન નાખવાનો પ્રયત્ન કર્યો હતો, છતા પ્રભુશ્રીએ તેમની કૃતિપ્રતિ જોયુ નથી, પણ માત્ર તેમનુ હિત થાય તે પ્રતિ જ જોયુ છે, અને પ્રભુશ્રીના આ વર્તનના પ્રભાવે આજે પોતાના તમામ સગા અને ન્યાતના તમામ મનુષ્યો પ્રભુશ્રીના નિ સ્વાર્થ શુદ્ધ પ્રેમને સ્મરીને હૃદયમા દુ ખી થાય છે શ્રીમાન્ અને મહાત્મા ગણાતા મનુષ્યોના ભાઇઓ, પિતરાઇઓ અને ન્યાતના મનુષ્યો તેમને માટે શુ બોલે છે, અથવા તેમના પ્રતિ તેમનો કેવો ભાવ હોય છે, એ સુપ્રસિદ્ધ છે, પરતુ આ પ્રભુશ્રીના પ્રતિનો આ સર્વનો અપૂર્વ પ્રેમ ભાવ જોવામા આવતો હતો સગા વહાલા, ન્યાતના મનુષ્યો અને પડોશીઓ પણ પ્રભુશ્રીને પ્રભુતરીકે જાણે છે અને તેવા ભાવથી તેમને આજે પણ યાદ કરે છે આવુ ગૃહસ્થ જીવન મારા જોવામા ક્યાહિ પણ આવ્યુ નથી ન્યાતના મનુષ્યો પણ પ્રભુશ્રીને માટે પરોક્ષમા બોલે કે મહા

ગુરુશ્રી તો અમારી ન્યાતના ભૂષણરૂપ છે, અમારા સુકુરુ છે મોટ
ઘટ તો મ્હે કે નરસિંહ મહેતાએ જેમ નાગરની ન્યાતને જગતમા
દીપાવી હતી તેમ, આ પ્રભુએ પણ અમારી ન્યાતને તરી લીધી છે આ
પ્રમાણે સઉ કોઇ પ્રભુશ્રીને માટે પરોક્ષ અપરોક્ષ વચનો બોલતા
અનેક મોટા નાગર અમલદારો અને કઇ રાજાઓ પ્રભુશ્રીના ચરણમા
પોતાનુ માથુ નમાવતા તે ઊના ન્યાતના મનુષ્યો આગળ પ્રભુશ્રી અત્યત
નિરભિમાનપણે વર્તે " હુ તો તમારા ચરણની રજ છુ, " એ પ્રમાણે
પોતે ન્યાતના મનુષ્યો આગળ બોલે આવા પ્રભુશ્રીના નમ્ર વચન સાભળીને
ભલભલાની આખમા તો પાણી આવી જાય પ્રભુ પ્રેમથી, સાચા
પ્રેમથી, નિઃસ્વાર્થ પ્રેમથી અકારણ પ્રેમથી સર્વને વશ કરી લેતા, અને
આવા પ્રેમથી જ સર્વને તે વશ કરી શકતા છે આજે પણ પ્રભુશ્રીનુ સ્મરણ
થતા હજારો હૃદયમા વિહ્વળતા થઇ આવે છે, એ પ્રભુશ્રીના અનુપમ
પ્રેમનો જ નમૂનો છે

અનેક શુભાશુભ પ્રસગે પ્રભુશ્રીના હાથે બનનાર થયા છે અને તે
એના તો ઉત્તમ પ્રકારે પ્રભુશ્રીએ ઉજવ્યા છે કે કઇ કહેવાની વાત નહિ.
ખરી રીતે જોઇએ તો દ્રવ્યનો સચય પ્રભુશ્રી પાસે કદી જ મળે નહિ
એટલે ખરુ જોતા તો એક નિષ્કચન બ્રાહ્મણ જેવા પોતે હતા, છતા વ્યવહાર
ના પ્રસગે મોટા શ્રીમાન અને રાજાઓ પણ ન ખરચી શકે તેવુ ખર્ચ
પોતે કરતા આવા પ્રસગે માત્ર ભોજન ખરચ કરે એટલુ જ નહિ, પણ
બ્રાહ્મણોને દક્ષિણા આપે, લ્હાણા કરે, અને નિકટના તથા દૂરના પૂજ્ય સગા
ઓને આપવુ ઘટે તેના કરતા ઘણુ આપે એ એક પ્રસગ જોયો છે કે તે
પ્રસગે પોતે ઘણુ ખરચ કર્યુ હતુ આ પ્રસગ જરોદ ગામમા પોતાના
ભાણેજની વહુના સીમતનો હતો તે પ્રસગે પોતે તમામ ખરચ ઉપાડી
લીધુ હતુ પોતાને નથી પુત્ર અને એ પુત્રીની પ્રજા છતા પોતાના ભાઇ
મોતીભાઇની બન્ને દીકરીઓને પોતે મજમુદારમા જ પોતાને ઘેર પરણાવી
તમામ ખરચ પોતે જ કર્યું હતુ આ ખરચ પણ સવાગણુ રીતે નહિ, પણ

ઉત્તમ પ્રકારે કર્યું હતું. આ પ્રમાણે પોતે સગાં વહાલાંને માટે શ્રમ લેતા અને તેમને સાહાય્ય કરતા. स जातो येन जातेन याति वंशः समुन्नतिम्–જેના જન્મથી વંશ ઉન્નતિને પામે છે, તેનો જન્મ સાર્થક છે, અથવા તે જન્મ્યો છે, એ વચનપ્રમાણે પોતાના વંશને અને પોતાની જ્ઞાતિને પોતે પોતાના જન્મવડે શોભાવી હતી તથા તેમની ઉન્નતિ કરી હતી. પોતાના સાળાના છોકરાને પણ પોતે પરણાવી આપ્યો હતો અને તેનું સઘળું ખરચ પોતે કર્યું હતું. તે પ્રસંગ આવવાનો હતો ત્યારે પોતે જાતે જવાના છે એમ મેં જાણ્યું હતું. મને એમ થયું હતું કે સાળાના છોકરાને પરણાવવાને માટે પોતે શા માટે પધારતા હશે? પણ પછીથી તેનું રહસ્ય મારા સમજવામાં આવ્યું હતું. તેના લગ્નનો દિવસ નક્કી કર્યો ત્યારે ઘીના પાંચ સાત ડબા મજુસરથી પોતે પ્રથમથી મોકલી આપ્યા હતા. મને પોતે આ પ્રસંગે કહેલું, કે "હું જવાનો છું, તેથી મારે એમનું ન જમવું પડે માટે મેં આ ડબા મોકલ્યા છે. મારે શીદ એમનું ખાવું પડે? પછીથી પોતે આ પ્રસંગે પધાર્યા હતા. પણ એવું બન્યું, કે આ પ્રસંગે પોતાના સાળાને કોઈએ ગામથી ઘેર આવતા હશે તે વખતે રસ્તામાં માથામાં ડાંગ મારેલી જેથી તેમને બેભાન સ્થિતિમાં ઘેર લાવવા પડયા હતા. લગ્ન પૂરું થઈ ગયું, અને જ્ઞાતિભોજન વગેરે થઈ ગયું, ત્યાંસુધી ત્રણદિવસ સુધી પ્રભુશ્રી તેમની પાસે જાતે બેસી રહ્યા હતા. પછી વરકન્યાને વરાવ્યા પછી અને તેમને મજુસર મોકલવા માટે આગગાડીમાં બેસાડ્યા પછી પ્રભુશ્રીએ કહ્યું, કે હવે તમારે દહીં, તુળશી સમણ લાડુ વગેરે જે કંઈ તૈયારી કરવી હોય તે કરો. હવે મહાશય જીવી શકે તેમ નથી. તગત જ સર્વ તૈયારી કરવામાં આવી હતી અને તેમના પ્રાણ છુટી ગયા હતા. તેમની દહનક્રિયા વગેરે કરીને પ્રભુશ્રી ઘેર પધાર્યા હતા. સંબંધનું નિર્વહણ કરવામાં પ્રભુશ્રી આવા હતા.

પ્રભુશ્રીનો પોતાનાં સગાં વહાલાંપ્રતિ આ પ્રકારનો પ્રેમ રહેતો હતો તે છતાં પ્રભુશ્રીને આ સંસારનાં સર્વ મનુષ્યોના હૃદયમાં જેવો રાગ જોવામાં

આવે છે તેવો રાગ લેશ પણ ન હતો ગૃહસ્થાશ્રમનું આ પ્રકારે તેઓ પાન કરતા હતા છતા પોતે જાણે સર્વથી ત્યાગ હોય તેમ કમળપત્રવત્ સર્વથી ન્યારા રહેતા હતા, અને મામરિક રાગથી લેશ પણ રંગાતા નહિ આ રાગનો તેમનામાં સમૂળ અભાવ હતો

દામોદર ભાઇ કરીને બગડીઆ ઓડકાના એક ટોળખીઆ બ્રાહ્મણનો પ્રભુની સાથે સબધ હતો પ્રભુશ્રીને ત્યા પોતે વારવાર આવતા અને જે અને તે સેવા કરતા આ ભાઇની સ્થિતિ સુદામા જેવી હતી, તેમની કન્યાને પોતે મજુસરમા પોતાને ઘેર પરણાવી હતી અને ચુડા પાનેતરથી માંડીને તમામ ખરચ પોતે કર્યું હતુ વેવાઇને આપવાના સર્વ પદાર્થો તેમને સતોષ ઉપજે તેટના પ્રમાણમા પોતે આપ્યા હતા એક બ્રાહ્મણના છોકરાને આ પ્રસગે જનોઇ પણ પોતે દીધુ હતુ આ પ્રમાણે ઘણા પ્રસગે કહે છે, કે પ્રભુશ્રીએ પોતાની સાથે સબધ રાખનાર અને ન રાખનારના વ્યવહાર કાર્ય કર્યા છે પોતાની સાથેના સબધનો આ પ્રકારે નિર્વાહ કરનાર આવી કોઇ વ્યક્તિ મારા જેવામા તો નથી આવી સહુ કોઇ પોત પોતાના સ્વાર્થની વાતો કરતા આ કાળમા જોવામા આવે છે આ પ્રમાણે કાર્ય કરવુ, એ કેટલુ કઠિન છે, અને તેમા કટલો આત્મભોગ આપવો પડે છે, એ જે ન્યૂનાધિક અશમા આ પ્રકારનુ જીવન ગાળતા હોય છે, તેમને જ ખબર હોય છે સ્વાર્થપરાયણ જગતના જીવોને આ વાર્તાનો ચિતાર આવવો પણ કઠિન છે.

પ્રભુશ્રીને પોતાનુ કામ કરવાને કહેવુ જ ન પડે પ્રભુ પોતે તરત જ કોને શાની જરૂર છે તે તરત જાણી જાય, અને જ્યા જવુ પડે ત્યા પોતે જાતે જઇને તેનુ કાર્ય કરી આવે ને વખતે ન માગે આમત્રણ કઇ. આ પ્રભુશ્રીની દયાનુ, અને પ્રેમનુ વર્ણન થઇ શકે તેમ નથી

એક પ્રસગે—ગામમા પોતે પધાર્યા હતા એક મનુષ્યને ત્યા આ પ્રસગ એક મરણ નીપજ્યુ હતુ પ્રભુશ્રી વગેરે વાતો કરે, કે આ તો મારા આપ્તસ્નેહી છે મારે અને તેમને ઘાડપણનો સ્નેહ છે. પછી પોતે

સ્મશાનમાં ખાસ પધાર્યા હતા અને સર્વ વ્યવસ્થા થઈ રહ્યા પછી જ ઘેર આવ્યા હતા. આ પ્રસંગે પ્રભુશ્રી હાજર ન હોત તો આ સદ્ગૃહસ્થને ઘણું ભય આવે તેમ હતું. પરંતુ પ્રભુશ્રીની વિદ્યમાનતાને લીધે કોઈ ચૂં કે ચૂં કરી શક્યું ન હતું.

આવા એક બે, સો બસો નહિ, પણ હજારો પ્રસંગો છે કે જે પ્રસંગોએ પ્રભુશ્રીએ સંબંધનું નિર્વહણ ઉત્તમ પ્રકારે કર્યું છે. જેની સાથે આપણો સંબંધ હોય તેનાથી બને તે કાર્ય જો તે આપણે માટે વખતે ન કરી શકે તો, તેની સાથે સંબંધ રાખ્યો પણ શા કામનો ? પરંતુ આ કાળમાં મહુ-કોઈ સ્વાર્થને અંગે જ સંબંધ રાખતા જોવામાં આવે છે. જ્યાં બીજાને માટે કંઈ પણ શારીર, આર્થિક કે સમયના ભોગનું કષ્ટ વેઠવાનો પ્રસંગ આવે છે, ત્યાં ચૂપ ચૂપ, વયં વયં થઈ જાય છે. પણ પ્રભુશ્રીને તો કાળબળ સ્પર્શ કરી શકે તેમ નહતું, જેથી પોતે સંબંધનો નિર્વાહ ઉત્તમ પ્રકારે કરતા હતા. પ્રભુજી પ્રભુતા, હૃદયની વિશાળતા, સર્વમાં આત્મભાવના વગેરે ઈશ્વરી સદ્ગુણો પણ આવા જ હૃદયમાં પ્રકટે છે, એ જાણે પ્રભુશ્રી જેમ પોતાના આ પ્રકારના જીવનવડે દર્શાવી ગયા ન હોય !

પ્રભુશ્રીને ત્યાં જે કોઈ અતિથિ આવે તેનું યોગ્ય સન્માન હંમેશા થાય. અતિથિસત્કાર એ ગૃહસ્થ જીવનનું ભૂષણ છે. તે જેવો પ્રભુશ્રીના આ-શ્રમમાં થતો તેવો બીજે કોઈ ઠેકાણે થયો નથી અને થવાનોએ નથી. અતિથિનું પોતાને ઘેર જે ખરચ હતું તે બહુ ભારે હતું. રોજ રોત ને રસોડે પાંચ પચીશ, પચાશ, સો સુધી મનુષ્યો જમે. હું માત્ર આ સંબંધમાં એટલું જ વાચકવર્ગની દૃષ્ટિએ લાવવા ઇચ્છું છું, કે ભાઈ! તમે જરા વિચાર કરી જુઓ, કે રોજ આટલાં મનુષ્યોને સાંજ સવાર જમાડવાની તથા સુવા વગેરેની વ્યવસ્થા કરતાં કેટલો પરિશ્રમ પોતાને પડતો હશે ? રોજને રોજ મેમાન પ્રભુશ્રીને ત્યાં હોય જ. એક પણ દિવસ ખાલી ન હોય. બીજાને કદાચ આ પરિશ્રમનો ચિતાર નહિ આવે, પરંતુ ન્યૂનાધિક અંશમાં પણ જે અતિથિ-સત્કાર કરવાના ધર્મનું પાલન કરે છે, તેમને કંઈક અંશમાં તેનો ચિતાર

આવશે જ. બે ચાર દહાડા કોઇ મેમાન આપણે ત્યાં રહે છે તો આપણે અકળાઇ જઇએ છીએ, અને જે વધારે નહિ પણ બેચાર મનુષ્યો જ પાંચ સાત દહાડા આપણે ત્યાં રહે છે તો આપણી અકળામણનો પાર રહેતો નથી. તો જેમને ત્યાં ત્રણસેને સાર દહાડા અતિથિઓના ટોળે ટોળાં આવતા હશે તેમને તેમની વ્યવસ્થા કરતાને કેમ થતુ હશે ? અને તે છતાં કોઇને પણ અસંતોષ ન ઉપજે પણ સર્વને સંતોષ ઉપજે તેવી રીતે સર્વનું આતિથ્ય થાય, અને સર્વ પ્રસન્ન થઇને જાય આમાં એકલા પૈસા નો પ્રશ્ન નથી પણ ઘરના મનુષ્યોને કેટલો શ્રમ પડે છે, અને તેમને પગ વાળીને ઘડી પણ બેસવાનો પ્રસંગ આવતો નથી, એ એછુ ત્રાસજનક નથી. છતાં પ્રભુશ્રી જાતે જરૂર પડે તો અતિથિસેવા કરવા મંડી જાય, એટલે બીજાને શ્રમ વેઠવો પડે તો તેમાં તે સંકોચ શીરીતે રાખી શકે !

પ્રભુશ્રી પોતાને ત્યાં જે પધારે તેને આવો ભાઇ, પધારો પ્રભુ, પધારો ભગવાન્ એ જ પ્રમાણે કહે સર્વના વિષે પોતે પ્રભુબુદ્ધિ જ રાખે પોતાને બહુ નમીને પગે પણ ન લાગવા દે અને જ્યાં તે નીચો વળીને પગે લાગવા જાય, કે જય ભગવાન, પધારો ભગવાન્ કહીને, તેના હાથ ઝાલીને તેને ઉભો કરી દે

મારી સાથે પ્રભુશ્રીનો સંબંધ થયા પછી પ્રભુશ્રી જાણી શકયા હતા કે, મારા ઉપર પણ અતિથિ ભગવાનની પૂર્ણ કૃપા છે, અને મને તેમના દર્શન થયાવિના ભાગ્યે જ દિવસ ખાલી જાય છે એક પ્રસંગે મને પ્રભુશ્રીએ પૂછ્યુ કે તમારે ત્યાં મેમાનનુ બહુ ખરચ છે. ખરૂ ? મે કહ્યુ, હાજી, છે તો ખરૂ, પણ ભગવાન્ નીભાવે છે પ્રભુશ્રીએ કહ્યુ, કે જુઓ, હુ તમને એક કુચી બતાવુ, કે જેથી તમને અડચણ નહિ આવે મે કહ્યુ, બહુ સારી વાત પ્રભુશ્રીએ કહ્યુ કે જુઓ તમારે ત્યાં મિત્ર, ઓળખાણવાળો, સગો, ન્યાતનો કે ઇતર કોઇ પણ મનુષ્ય કોઇ પણ જાતનો આવે તેને તમારે મિત્ર, સગો, કે ન્યાતનો મનુષ્ય ન ધારવો, પરંતુ તે સાક્ષાત્ પ્રભુ છે ભગવાન છે, એમ ધારવુ અને આ બુદ્ધિથી તેનો યથાશકિત સત્કાર કરવો.

તમે આ બુદ્ધિ તમારા અતિથિઓ વિગેરે, મેમાનો વિગેરે રાખશો તો તમને કદી અડચણ નહિ આવે, અને તમારૂં કાર્ય નીભે જશે. એ પ્રભુજીના આ વચન મસ્તકે ચડાવ્યા હતા.

પ્રભુના પદને પામવું કે, મુક્તિ મેળવવી, એ ગૃહસ્થાશ્રમમાં બની શકવું મુશ્કેલ છે, એમ મનાય છે, તે છતાં પ્રભુજીએ, પોતાનો ગૃહસ્થાશ્રમ વિસ્તૃત કરીને જગતને દર્શાવી આપ્યું હતું કે ગૃહસ્થ દશામાં પણ મનુષ્ય ધારે તો ઈશ્વરના પદને મેળવી શકે છે, અને કૃતકૃત્ય થઇ શકે છે.

ઘણા મનુષ્યો બૂમો પાડે છે, કે અમને ગૃહસ્થાશ્રમમાં પ્રભુભજન કરવાનો અથવા સાધનો સાધવાનો સમય મળતો નથી, પણ આ વાર્તા સાચી નથી, એ પ્રભુશ્રીએ બતાવી આપ્યું હતું ગમે તેટલું કામ હોય તો પણ મનુષ્યને છ કલાક જેટલો સમય તો પરમાર્થ માટે મળી શકે તેમ હોય છે. મનુષ્ય વ્યવહારનું આઠદશ કલાક કામ કરે, અને છ કલાક ઉંઘમાં કાઢે તો પણ ખાવા પીવાનો વખત જતાં તેને છ કલાક ઓછામાં ઓછા નિવૃત્તિના મળી શકે છે કે જેમાં તે પારમાર્થિક સાધન સાધી શકે છે. તેને સાચી ઇચ્છા હોવી જોઇએ, એટલું જ રાત્રીના ત્રણ્યારથી સવારના આઠસુધીનો વખત ગમે તે મનુષ્ય પારમાર્થિક સાધન સાધવામાં ગાળી શકે છે. અને ગમે તેવા વ્યવહારમાં ગુંથાએલો અથવા ગુંચાએલો છતાં મનુષ્ય જો આ પ્રાતઃકાળના સમયનો ત્રણથી છ વાગ સાધનો સાધવામાં ઉપયોગ કરે છે તો તે આ જ જન્મમાં જીવનમુક્ત અને કૃતકૃત્ય થઇ રહે છે. પણ તેણે અખંડ ધારાબદ્ધ નિત્ય શાંતિથી સાધનો સાધવા જોઇએ.

× × × × ×

શાસ્ત્રમાં ગૃહસ્થ ધર્મનું આ પ્રમાણે કોઇ કોઇ સ્થળે સ્વલ્પમાં વર્ણન કર્યું છે, તે સર્વ ગૃહસ્થના ધર્મો પ્રભુજીના ગૃહસ્થ જીવનમાં પ્રવર્તતા હતા. પોતાનું ગૃહસ્થ જીવન ઉત્તમ કરવા ઇચ્છનારને માટે આ ધર્મો સ્વલ્પમાં અત્ર જણાવવામાં આવે છે.

अहिंसा सत्यवचनं सर्वभूतानुकम्पनम् ।
शमोदानं यथाशक्ति गार्हस्थो धर्म उच्यते ॥

અહિંસા, સત્યવચન, સર્વભૂત-પ્રાણી ઉપર અનુકંપ, ક્ષમા, યથાશક્તિ દાન એ ગૃહસ્થના ધર્મ કહેવાય છે.

परदारेष्वसंगो धर्मस्त्रीपरिरक्षणम् ।

अदत्तादानविरामो मधुमांसविवर्जनम् ॥

પરસ્ત્રીનો અસંસર્ગ, ધર્મ તથા સ્ત્રીનું પરિત્રાણ કરવું, ન આપેલા એવા દાનથી વિરામ પામવુ, મધમાંસને વર્જિત કરવુ.

काम क्रोधं भयं निद्रां गीतवाद्यप्रनर्तनम् ।

द्युतं जनपरिवादं स्त्रीप्रेक्षालापनं तथा ॥

परोपताप पैशून्यं प्रयत्नेन विवर्जयेत् ॥

કામ, ક્રોધ, ભય, નિદ્રા, ગીતવાદ્ય નર્તન, દ્યુત, જુગાર, વાદવિવાદ, પરસ્ત્રીનું દર્શન તથા તેની સાથે વાર્તાલાપ, પૈશૂન્ય, આ વસ્તુઓ પ્રયત્નવડે ત્યજવી

संध्यास्नानरतो नित्यं ब्रह्मयज्ञपरायणः ।

अनसूयो मृदुर्दान्तो गृहस्थ संप्रवर्तते ॥

ગૃહસ્થ પુરૂષ સંધ્યાસ્નાનમાં નિત્ય રત હોય છે, બ્રહ્મયજ્ઞ કરનાર હોય છે, કોઇની ઈર્ષ્યા કરતો નથી, તથા મૃદુ હોય છે

सानन्दं सदनं सुताश्च सुधियः कान्ता मनोहारिणी ।

सन्मित्रं सधनं स्वयोषितिरतिः स्वाज्ञापराः सेवकाः ।

आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे ।

स धोःसङ्गमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः ॥

આનંદયુકત ઘર હોય, પુત્રો સુબુદ્ધિવાળા હોય, સ્ત્રી મનોહારિણી હોય, સન્મિત્ર હોય, ધન પ્રાપ્ત હોય, સ્વસ્ત્રીમા રતિ હોય, આજ્ઞાને વશ વર્તનાર સેવકો હોય, જેમા આતિથ્ય થતુ હોય, શિવપૂજન થતુ હોય, જેમા નિત્ય મિષ્ટાન્નપાન ઉડતુ હોય, સાધુ પુરુષનો નિત્ય સંગ થતો હોય તે ગૃહસ્થાશ્રમને ધન્ય છે

પ્રભુશ્રીના ગૃહસ્થાશ્રમમાં આ સર્વ હતુ, અને તે ઉપરાત પણ બીજું ઘણુ હતુ. પ્રભુશ્રીનુ ધામ સાક્ષાત્ બ્રહ્મસદન હતુ હજારો નહિ પણ લાખો મનુષ્યો પ્રભુશ્રીનો ગૃહસ્થાશ્રમ ધન્ય છે', એ પ્રમાણે બોલતા હતા.

# એક બ્રાહ્મણતરીકે પ્રભુશ્રીનું જીવન.



ઇશ્વર અથવા જીવનમુક્ત પુરૂષો જે વર્ણાશ્રમમાં જન્મ્યા હોય છે, અથવા જે વર્ણાશ્રમમાં તે હોય છે તદનુકૂલ તે જીવન ગાળે છે. જો, કે વસ્તુતઃ તો તેમને વર્ણાશ્રમનાં કર્તવ્યનું બંધન હોતું નથી તથા તેમને અમુક જ પ્રવૃત્તિ કરવી, એવો જીવોની પેઠે રાગ અથવા આગ્રહ હોતો નથી, છતા પણ તે પ્રાપ્ત ધર્મને અનુસાર સર્વ પ્રવૃત્તિ કરે છે. એક અવતાર ક્ષત્રિય જાતિમાં થાય છે તો તે ક્ષત્રિયના ધર્મને અનુકૂલ સર્વ પ્રવૃત્તિ કરે છે. એક અવતાર બ્રાહ્મણના કુલમાં થાય છે તો તે બ્રાહ્મણ ધર્મને અનુસાર સર્વ પ્રવૃત્તિ કરે છે, ને છતાં અર્થાત્ બન્નેની પ્રવૃત્તિમાં ભેદ હોવા છતાં બન્ને ઇશ્વરના અવતાર હોય છે અથવા બન્ને ઇશ્વરરૂપ હોય છે. એક જીવનમુક્ત પુરૂષ ગૃહસ્થ દશામાં હોય છે તો તે ગૃહસ્થના ધર્મનું પાલન કરે છે અને બીજો ત્યાગી અવસ્થામાં હોય છે તો તે ત્યાગીના ધર્મનું પાલન કરે છે. આ બન્નેની પ્રવૃત્તિ જૂદી જૂદી જણાય છે છતાં તે બન્ને જીવનમુક્ત હોય છે.

જીવનમુક્ત પુરૂષ, કેમ બોલે છે, કેમ ચાલે છે, કેમ બેસે ઉઠે છે, કેમ વિવિધ પ્રવૃત્તિ કરે છે એ જેમ જોવા જેવું હોય છે, તેમ ઇશ્વરના અવતારો પણ વિવિધ પ્રકારની પ્રવૃત્તિ કેવી રીતે કરે છે તે પણ જોવા જેવું હોય છે. જેમના સદ્ભાગ્યે આ જીવનમુક્ત પુરૂષોની અને ઇશ્વરના અવતારોની પ્રવૃત્તિ જોવાનો સુયોગ પ્રાપ્ત થાયછે, તેમનાં જીવન ધન્ય છે અને તે મહાભાગ છે; અને તેમાં પણ જે તેમની પ્રવૃત્તિનું રહસ્ય સમજી શકવાના અધિકારી છે તે તો કૃતાર્થ છે, અને તેમનો બેડો પાર છે.

ભગવાન્ નૃસિંહાચાર્યજી, ભગવાન્ રામકૃષ્ણ પરમહંસ તથા ભગવાન મુકુટરામ મહારાજશ્રી જેવાને જે અધિકારી પુરૂષો તેમને ઓળખીને તેમને ઇશ્વરતરીકે જગતને ઓળખાવે છે તેમના સંબંધમાં જે

લોકો ઈશ્વરના અવતારોનું રહસ્ય સમજી શકવાના અનધિકારી છે, તે તો એમ પણ કહેતા જોવામાં આવે છે કે જો આ પુરુષો ઈશ્વરના અવતારો હોય તો તેમણે શામાટે અંગ્રેજોને આ દેશમાંથી હાંકી કાઢવા ન જોઈએ? અથવા તેઓ જો ઈશ્વર જ હોય તો તેમને આ કાર્ય કરવું શામાટે કઠિન હોવું જોઈએ?

પરંતુ આ લોકો આ પ્રકારની જે શંકા કરે છે, તે પોતાની અલ્પ મતિઅનુસાર કરે છે, અને જો પોતાની મતિપ્રમાણે આ પુરુષો વર્તન કરે તો અમે તેમને ઈશ્વરના અવતાર માનીએ એમ તે માને છે, અથવા કહે છે. પરંતુ ઈશ્વરના અવતારરૂપે આ ભૂમિઉપર અવતરતા આવા પુરુષો સર્વજ્ઞ હોય છે અને જે દેશમાં, અને જે કાળમાં તે અવતર્યા હોય છે તે સમયમાં તેમણે શું કર્તવ્ય છે, તે ઉત્તમ પ્રકારે તે જાણતા હોય છે અને તે જ કર્તવ્ય તે કરે છે, અને તે કર્તવ્યના અવધિએ તે આ લોકને છોડીને અથવા પ્રાપ્ત શરીરને ત્યજીને સ્વસ્વરૂપમાં તે સ્થિતિ કરે છે. આ લોકો આ જ પુરુષોને માટે આવી શંકા કરે છે, એમ નહિ પણ રામચંદ્રજી આદિને માટે પણ તે આવી જ શંકા કરે છે તેમને માટે તે કહે છે, કે જો રામચંદ્રજી ઈશ્વરના અવતાર હતા અને તે બધું જાણતા હતા અથવા સર્વજ્ઞ હતા તો શામાટે તેમને સીતાને પોતાના આશ્રમમાંથી રાવણને લેઇ જવા દીધા અથવા શામાટે તેમણે તેમને લેઇ ગયા પછી વિલાપ કર્યો વગેરે વગેરે વસ્તુસ્થિતિથી આ લોકો અજ્ઞાન હોય છે અને તેથી જ તે આવા કુતર્ક અથવા આવી શંકાઓ કરે છે આવા લોકોની આ પ્રકારની શંકાઓનું સમાધાન અત્ર કરવું, એ આપણો આશય ન હોવાથી આપણે તેની ઉપેક્ષા કરી જે અત્ર જણાવવાનો આપણો ઉદ્દેશ છે તે જ જણાવીએ છીએ.

શ્રી ભગવદ્ ગીતામાં કહ્યા પ્રમાણે ઈશ્વરના અવતારો સાધુ પુરુષોનું પરિત્રાણ કરવા માટે, દુષ્ટ મનુષ્યોનો નાશ કરવા માટે, ધર્મનું સંરક્ષણ કરવા માટે અને અધર્મનો નાશ કરવા માટે થાય છે તેમાંથી કોઇ કોઇ અવતારો દુષ્ટ મનુષ્યોનો નાશ નહિ કરતાં માત્ર સાધુ પુરુષોનું ત્રાણ કરીને જ પોતાના કર્તવ્યની સમાપ્તિ કરે છે. મોટે ભાગે ક્ષત્રિય

શરીરમાં ઉત્પન્ન થના ઇશ્વરના અવતારો દુષ્ટ અને અધર્મી મનુષ્યોનો નાશ કરે છે. બ્રાહ્મણનું તે કર્તવ્ય ન હોવાથી તે આ પ્રકારની પ્રવૃત્તિ કરતા નથી, તે તો માત્ર સાધુ પુરુષોનું પરિત્રાણ કરે છે, અને ધર્મનું સંસ્થાપન કરે છે.

જ્યારે જ્યારે દુષ્ટ અને અધર્મી મનુષ્યોથી સાધુ, સચ્ચરિત પુરુષોને દુઃખ ઉપજે છે, ત્રાસ થાય છે, અને અધર્મી લોકો તેમને પીડે છે ત્યારે ત્યારે ઇશ્વર દયા કરીને અવતાર ધારણ કરે છે, આવા પુરુષો અધર્મી અને દુષ્ટ પુરુષોનો રામચંદ્રજી કે કૃષ્ણચંદ્રજી પેઠે નાશ કરતા નથી પણ જે જે સત્પુરુષો છે, જે જે ધર્મપરાયણ પુરુષો છે તેમનું પરિત્રાણ કરે છે, તેમને તે પોતાના પ્રતિ આકર્ષીને એવો સન્માર્ગ દર્શાવે છે, કે તેમને દુષ્ટ લોકોથી અપાય ( હાનિ ) થતો નથી. આ પુરુષો જે રીતે આવા કાળમાં પણ સુખી થઇ શકે, અને ઊર્ધ્વ ગતિને પામી શકે અને મોક્ષને પ્રાપ્ત કરી શકે તેવો માર્ગ તે દયા કરીને તેમને દર્શાવે છે, અને તેમનું કલ્યાણ કરે છે. જે સમયમાં પ્રજા વિવિધ દુઃખથી પીડાતી હોય છે તે સમયમાં પણ આ સાધુ પુરુષો સુખ શાંતિથી રહી શકે, અને પ્રાપ્ત કર્તવ્યને નિર્વિઘ્ને કરતાં ઊર્ધ્વગતિને પ્રાપ્ત કરી શકે, તેવો માર્ગ અથવા તેવાં સાધનો તે દર્શાવે છે. આ પ્રમાણે તે સાધુ પુરુષોનું પરિત્રાણ કરે છે, વળી તે પોતાના અમિત આત્મબળ અને ઐશ્વર્યવડે અધર્મમાં વહેતી પ્રજાને પણ ધર્મમાં સ્થાપે છે અને તેમને નીચે જતી અટકાવે છે.

ભગવાન્ મુકુટરામ મહારાજનું તનુ પણ સાધુપુરુષોનું પરિત્રાણ કરવા માટે તથા અધર્મનો ઉચ્છેદ કરી ધર્મનું સંસ્થાપન કરવામાટે પ્રકટ્યું હતુ. જે જે અધિકારી સાધુ પુરુષો, સચ્ચિરત પુરુષો હતા, અથવા જે જે મુમુક્ષુ હતા તેમને પોતાના પ્રતિ આકર્ષીને તેમનુ પરિત્રાણ કરવારૂપ પોતાનો ધર્મ બજાવ્યો હતો. વળી અનેક મનુષ્યો તેમણે ધર્મના માર્ગમાં પણ વાળ્યાં હતાં અને તેમનાં જીવન ધર્મપરાયણ કર્યાં હતાં.

× × × ×

પોતે બ્રાહ્મણ જાતિમાં જન્મેલા હોવાથી બ્રાહ્મણ ધર્મને અનુસાર પોતાનું જીવન ગાળ્યું હતું. પ્રભુશ્રીમાં બ્રાહ્મણનાં, ઉત્તમ બ્રાહ્મણનાં બ્રહ્મવિદ્ બ્રાહ્મણનાં સર્વ લક્ષણો જોવામાં આવતાં હતા. બ્રાહ્મણ એટલે શું, તે જેવું હોય તે પોતાના શરીર ઉપરથી જોઇ શકાતુ હતું. આજ કાલ સુધરેલા લોકો બ્રાહ્મણોની નિંદા કરી રહ્યા છે, પણ બ્રાહ્મણ એટલે જગદ્ ગુરુ, બ્રાહ્મણ એટલે સર્વ વર્ણમાં શ્રેષ્ઠ વ્યક્તિ, બ્રાહ્મણ એટલે રાજાઓના પણ પૂજ્ય, અને બ્રાહ્મણ એટલે આ જગતમાં સર્વોત્તમ વ્યક્તિ, એ વાર્તાની સત્યતા પ્રભુશ્રીના જીવનને જોવાથી પ્રત્યક્ષ જણાતી હતી બ્રાહ્મણ કંઇ કહેતો નથી, કે હું બધાથી શ્રેષ્ઠ છું, તે છતાં તેની યોગ્યતા જ એવી હોય છે, કે જગતને તેને શ્રેષ્ઠપદ આપવું જ પડે છે. તે તો પોતાના ઘરને ખુણે રહ્યો રહ્યો સ્વકર્તવ્યને કરતો હોય છે, છતા જગત્ તેને શોધી કાઢીને તેને પૂજ્ય ગણે છે, અને તેને શ્રેષ્ઠપદ આપે છે. કનિષ્ટે શ્રેષ્ઠને નમવું જ જોઇએ, એ આ જગતનો નિયમ છે. બ્રાહ્મણ, યથાર્થ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે અને તેના આગળ બીજા સર્વ કનિષ્ટ છે.

એક બ્રાહ્મણતરીકેનું પ્રભુશ્રીએ જેવુ કર્તવ્ય કર્યું હતું તેવું કર્તવ્ય કરનાર ભાગ્યે જ બીજી કોઇ વ્યક્તિ આ કાળમાં આપણા જોવામા આવે છે અને આ બ્રાહ્મણતરીકેના કર્તવ્યથી આ પ્રકારની આ વિશ્વમાં ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ અથવા પદ પ્રાપ્ત થાય છે, એ પોતાના જીવનવડે જાણે બતાવવાનો પોતાનો આશય કેમ ન હોય તેમ જણાતું હતું. અને આ લેખક માત્ર તેમનું પોતાશ્રીના જીવન ઉપરથી નહિ, અનુમાનથી નહિ, શાસ્ત્રાધારે નહિ, પણ સ્વાનુભવથી કહી શકે છે, કે જે બ્રાહ્મણો બ્રાહ્મણતરીકેનું પોતાનુ કર્તવ્ય કરે તો તે જે સ્થિતિમાં આજે છે તેમાં ન રહે પરંતુ આ જગતમાં જેટલા અંશમાં તે બ્રાહ્મણત્વને પ્રાપ્ત થાય તેટલા અંશમાં સર્વોત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થઇ રહે.

× × × ×

પ્રભુશ્રી હમેશાં ચાર વાગે પ્રાત:કાલે ઉઠે, અને સ્નાન કરીને સંધ્યા આદિ નિત્યકર્મ માં બેસે. મને લાગે છે કે એમના જીવનમાં અમુક વર્ષ પછીનાં વર્ષોમાં સૂર્યનો ઉદય તેમના અર્ઘ્ય આપ્યા પૂર્વે ભાગ્યે જ થયો હશે. અપવાદરૂપે પણ એવા દિવસો તેમના જીવનમાંથી નહિ નીકળી આવે. આ બાબતમાં પ્રભુશ્રીએ કદી પણ પ્રમાદ સેવ્યો નથી. છેક છેવટના ત્રણચાર દિવસોમાં પ્રભુશ્રીની પ્રકૃતિ અસ્વસ્થ હતી તે વખતે પ્રભુશ્રીએ કરેલી લીલા સ્મૃતિપટ ઉપરથી કદી પણ ભૂસાય તેમ નથી. ચાર વાગે એટલે પાસે કહે કે મને દાતણ કરાવો. પછી શૌચ જવું હોય તો જઇ આવે. તે પછી કહેશે, કે મને સ્નાન કરાવો. દૂર જઇ શકાય તેમ ન હોવાથી પોતાના પલંગની પાસે એક મોટી કથરોટ મૂકીને તેમાં પોતાને ઉચકીને સ્નાન કરાવવામાં આવતું હતું. પછી ધોએલું વસ્ત્ર પહેરીને પોતે સંધ્યા કરવા બેસે. આ વખતે બધો મંદવાડ ક્યાંએ જતો રહે અને પોતે પૂર્ણ નિરામય હોય તેમ જણાય અર્ઘ્ય આપીને સંધ્યા કરે અને તે પછી જપ કરતાં કરતાં ધ્યાનસ્થ થઇ જાય. થોડીવારમાં પોતે જાગ્રત દશામાં આવે અને કહે, કે હવે મને ખાટલામાં સૂવાડો. જાતે ઉઠી બેસી ન શકાય એવી અશક્તિવાળી સ્થિતિમાં પણ છેકછેવટના દિવસપર્યંત પોતે સંધ્યા કરી છે.

**नियत कुरु कर्मत्वं कर्म ज्यायो ह्यकर्मणः**—સંધ્યાવંદન વગેરે નિત્ય કર્મને તું નિત્ય કર, કારણ કે ( આવાં ) કર્મ ન કરવાં તેનાં કરતાં કર્મ કરવાં સારાં છે, એ શ્રી ભગવદ્ગીતાના વચનપ્રમાણે પોતેશ્રીએ અંતપર્યંત એક બ્રાહ્મણના ધર્મને અનુકૂલ એવાં સર્વ કર્મ કર્યાં છે. કારણ, કે પ્રભુ જાણે છે, કે यद्यद् आचरतिश्रेष्ठः तत्तदेवेतरोजनाः :— મહાપુરુષો જેવી પ્રવૃત્તિ કરી છે તે પ્રમાણે સાધારણ મનુષ્ય પણ આચરણ કરે છે, આ પ્રમાણે પોતાનો દૃષ્ટાંત લેઇને ઇતર જનો સ્વકર્તવ્યમાં પ્રમાદ ન સેવે તેટલા માટે અખંડ સાવધાનતાથી પોતે અંતપર્યંત આગ્રહપૂર્વક પ્રાપ્ત કર્તવ્યને કરી ગયા છે. એ જ ભગવદ્ગીતામાં કહ્યું છે, કે

न मे पार्थास्ति कर्तव्यम् त्रिपुलोकेपु किंचन
नानवाप्तमवाप्तव्यं वर्तएव च कर्मणि ॥

હે અર્જુન ! મારે આ ત્રણ લોકમા કંઇ પણ કર્તવ્ય કર્મ નથી; કારણ કે મારે નહિ મળેલી એવી કોઇ પણ વસ્તુ મેળવવાની નથી, તથાપિ હું કર્મ કરું છું.

यदिह्यहंन वर्तेयं जातु कर्मण्यतंद्रित.
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥

હુ સાવધ થઇને જો કોઇ સમય કર્મ કરૂ નહિ તો હે પૃથાપુત્ર અર્જુન ! સર્વ મનુષ્યો સર્વથી મારા માર્ગને જ અનુસરે અર્થાત્ કર્મ કરે નહિ. આ શ્રી વચનપ્રમાણે પ્રભુશ્રીએ પ્રવૃત્તિ કરી હતી અને લોકસંગ્રહની ઉપેક્ષા કરી ન હતી. નહિ તો પ્રભુશ્રીને કોઇ પણ પ્રકારનો રાગ દ્વેષ, કે કોઇ પણ પ્રકારનું પ્રાપ્તવ્ય ન હતું

આજે પ્રાન્તમા વેદાંતનો પ્રચાર થવાથી આવી સંધ્યાવંદન જેવી ક્રિયા કરવાને મનુષ્યોનો મોટો ભાગ મોટે ભાગે કાળજી રાખતો જણાતો નથી. કર્મ કરવાથી બંધન પ્રાપ્ત થાય છે, આત્મા તો નિત્યમુક્ત છે, તેથી તેને કર્મ કરવાની શી જરૂર છે, વળી આવા કર્મ કરવાથી કંઇ જ્ઞાન થતુ નથી, એવા અનેક કારણો દર્શાવીને મનુષ્યો સંધ્યાવંદન આદિ કર્મોની ઉપેક્ષા કરે છે. આવા પરમ કલ્યાણકારક સંધ્યાવંદનાદિ કર્મ કરતી વખતે તેમને જ્ઞાનનો બાધ આવે છે, અથવા તેમની જ્ઞાનીની અવસ્થામા ન્યૂનતા થઇ જાય છે. પરંતુ નિયમિત ખાતી વખતે, વ્યાપાર, નોકરી કે બીજો પ્રાપ્ત ઉદ્યોગ કરતી વખતે તથા માંદા પડયા હોય તો ડાક્ટર કે વૈદ્યને ઘેર જતી વખતે કે દવા કરતી વખતે તેમને બાધ આવતો નથી, એ ઓછુ આશ્ચર્યજનક નથી ! આ તેમનુ મિથ્યા જ્ઞાન જ છે ખાતા પીતા વગેરેનો વ્યવહાર કરતી વખતે આ જ્ઞાનનો તે ઉપયોગ

કરતા નથી, કે તેના વિના ચલાવી લેતા નથી, પરંતુ સંધ્યા આદિ નિત્ય કર્મવિના ચલાવી લેવામાં અડચણ સમજતા નથી; એટલું જ નહિ પરંતુ ઉલટું પોતાના આ પ્રમાદને, તથા અસાવધાનપણાને મિથ્યા-જ્ઞાનવડે ઢાંકે છે!

સત્ય વાર્તા એવી છે, કે આ લોકોને આવી ક્રિયાઓના ફળનું ભાન જ નથી, તેમને તેનો અનુભવ નથી. તેમણે જીવનમાં આગ્રહપૂર્વક થોડો વખત પણ આવાં સંધ્યાવંદન જેવાં કર્મ સાવધાનતાથી કર્યાં હોય તો તેમને થોડો ઘણો પણ અનુભવ હોય, કે તેમાં શું રહસ્ય રહેલું છે. પરંતુ આ પ્રકારની તેમની પ્રવૃત્તિ નહિ હોવાથી જ તે તેના અનુપમ રહસ્યથી અજાણ્યા હોય છે.

આવી નાની અથવા ક્ષુદ્રસરખી જણાતી ક્રિયામાં પણ કેટલું રહસ્ય રહેલું છે, અથવા તેનું કેટલું મહાન્ ફળ છે, તેની તેમને કલ્પના પણ નથી. स्वल्पमप्य धर्मस्य त्रायते महतो भयात्—સ્વલ્પસરખા ધર્મનું પણ નિત્ય અનુષ્ઠાન કરવામાં આવે છે તો તે મહાન ભયમાંથી ઉગારે છે, તે પ્રમાણે આવી ક્ષુદ્રસરખી જણાતી ક્રિયાનું મહાન્ ફળ જે **નાની નદીના પ્રવાહનો આશ્રય લેનાર જેમ સમુદ્રમાં જઇ ભળે છે, તેમ આવી નાનીસરખી ક્રિયા પણ શ્રદ્ધાભક્તિપૂર્વક નિત્ય આગ્રહથી શાંતિપૂર્વક કરવામાં આવે છે, તો તે સમાધિની સ્થિતિપર્યંત સાધકને લેઇ જાય છે.**

અર્ધ્યપ્રદાનની ક્રિયાને પોતે બહુ મહત્તા આપતા, અને નિત્ય આગ્રહ-પૂર્વક સવારે સૂર્યોદય પૂર્વે અને સાંજે સૂર્યાસ્ત પૂર્વે અર્ધ્ય આપતા. કદાચ વહેલું મોડું થઇ જતું તો માનસ અર્ધ્ય જે તે સમયે પ્રથમ પોતે આપી લેતા અને પછી નિયમપ્રમાણે જળથી અર્ધ્ય આપતા. પોતાશ્રીની આ અર્ધ્યની અંજલિએ કંઇ મૃત્યુના મુખમાંથી બચાવ્યા છે, એટલો પોતાના અર્ધ્યમાં પ્રભાવ પ્રાપ્ત થયો હતો. અર્ધ્ય, સંધ્યા, જપ, તપ વગેરે સંબંધમાં પોતે કદી કોઇના આગળ ભાષણો આપ્યાં નથી, કે કોઇને

તેનો બોધ કર્યો નથી, પરંતુ માત્ર પોતે કર્તવ્ય કરીને જ કર્તવ્યથી જ લોકોને બોધ આપી ગયા છે, કે ભાઇ રે ! તમે પણ મારી પેઠે આગ્રહથી ક્રિયાઓ કરશો તો તમને તેના મહાન્ લાભનું દર્શન થશે.

આ પ્રસગને અનુરૂપ એક કથા મે જાણેલી તે હું અત્ર જણાવું છુ. અને આ પ્રસંગ જણાવવાસબધમા મેં પ્રથમ બિંદુમા ઉલ્લેખ પણ કર્યો છે.

જરત્કાર કરીને એક મુનિ હતા. તે વનમા રહેતા હતા. બ્રહ્મચર્યને પાળતા હતા, અને નિયમિત સંધ્યાવંદન કરતા હતા ગાયત્રીની ઉપાસના કરતા તે વનમા વિચરતા હતા તેમણે લગ્ન કર્યું ન હતુ, અને બ્રહ્મચર્ય આશ્રમમા જ તે રહેતા હતા. મોટી ઉમર થયા છતા પણ જ્યારે તેમણે લગ્ન ન કર્યું ત્યારે તેમના પિતૃઓએ આવીને તેમને કહ્યુ, કે તમે લગ્ન કરીને પ્રજાને ઉત્પન્ન કરો તો સારૂ " કારણ, કે જો તમે પ્રજાને નહિ ઉત્પન્ન કરો તો પછી અમને પિડદાન કોઇ કરશે નહિ અને તેથી અમારો પિતૃલોકમાથી ઉદ્ધાર થશે નહિ જરત્કાર મુનિએ કહ્યુ, કે તમે તમારો ઉદ્ધાર શા માટે કરતા નથી ? પિતૃઓએ કહ્યુ, કે પિતૃલોકમા રહેલા એવા અમે અમારો ઉદ્ધાર કરી શકીએ તેમ નથી. માટે તમે જ અમારો ઉદ્ધાર કરી શકો તેમ છે. તેથી તમે લગ્ન કરો તો સારૂ. જરત્કારે કહ્યુ, કે બહુ સારૂં, હુ લગ્ન કરીશ પરંતુ સરત એટલી, કે જો મને મારા નામવાળી કન્યા મળશે તો હુ લગ્ન કરીશ, તથા એક પ્રજાથી વધારે પ્રજા ઉત્પન્ન કરીશ નહિ બહુ સારૂ, કહીને પિતૃઓ સ્વલોકમા ગયા પછી જરત્કાર મુનિએ કન્યાની શોધ કરવા માટી આ લોકમા તથા સ્વર્ગમા તેમને કોઇ કન્યા પોતાના નામની મળી નહિ. પછી તે પાતાળમા ગયા, તો તેમને ખબર પડી, કે વાસુકી નાગની બેન જરત્કારુ નામની છે તેથી તે તેમની પાસે ગયા વાસુકીએ સન્માનથી તેમને બેસાડ્યા અને આવવાનુ પ્રયોજન પૂછ્યુ. મુનિએ બધી હકીકત કહી જણાવી અને અડચણ ન હોય તો જરત્કારુને લગ્નમાં આપવાની ઇચ્છા જણાવી.

વાસુકીએ હા પાડી પણ મુનિએ કહ્યુ, કે તમે જરત્કારુને પૂછી જુઓ. કે મારી એવી પ્રતિજ્ઞા છે, કે મને એક પ્રજ્ઞ થશે, એટલે પછી હુ ગૃહસ્થાશ્રમમા રહીશ નહિ, પણ વનમા ચાલ્યો જઇશ એ શરત જો તેમને કબુલ હોય તો લગ્ન કર. વાસુકીએ પોતાની બેનને આ હકીકત જણાવી અને જરત્કારુએ આ સરત કબુલ રાખી વાસુકીએ બન્નેના લગ્ન કર્યા અને જરત્કાર મુનિ સ્વપત્નીને લેઇને આ લોકમા આવ્યા અને એક પર્ણકુટિ બાધીને રહેવા લાગ્યા. એક દિવસે એમ બન્યુ, કે શ્રમથી આ મુનિ પોતાની સ્ત્રીના ખોળામા માથુ મૂકીને ઉઘી ગયા હતા તેમને ઉઘ વધારે આવી ગઇ અને સાયસધ્યાનો વખત થવા આવ્યો છતા તે જાગ્યા નહિ જરત્કારુ જાણતી હતી, કે મારા પતિનો નિકાલ સધ્યા કરવાનો દઢ નિયમ છે, તેથી આ પ્રસગે શુ કરવુ તેની સમજણ પડી નહિ જો હુ નથી જગાડતી તો તેમનો નિયમ તુટે છે, અને જગાડુ છુ અને વખતે ક્રોધે ભરાશે તો મને ત્યજીને ચાલ્યા જશે આ પ્રકારની જરત્કારુને મુઝવણ થતા છતા તેણે પોતાના પતિનો નિયમ ન તુટે માટે તેમને જગાડ્યા અને કહ્યુ, કે આપનો સાયસધ્યાનો સમય થઇ જવા આવ્યો છે, અને સૂર્ય અસ્ત થવાની તૈયારીમા છે આપ સત્વર અર્ઘ્ય આપી લો નહિ તો સૂર્ય અસ્ત પામી જશે, અને આપનો નિયમ તુટશે. આ પોતાની પત્નીના વચનો સાભળીને જરત્કાર મુનિએ કહ્યુ કે "તુ શા માટે ગભરાઇ ગઇ ? તારે જોવુ તો હતુ, કે તારા પતિના અર્ઘ્ય લીધા વિના સૂર્યનારાયણ અસ્ત પામે છે કે નહિ !" આવા ભવના વચન જરત્કાર મુનિ આ પ્રસગે બોલ્યા છે

પછી તરત જ તે વનમા જવાને તૈયાર થયા છે તે વખતે તેમની પત્નીએ પૂછ્યુ છે તો કહ્યુ, છે કે તારા ઉદરમા ગર્ભ છે, અને તેથી આપણી સરત પૂરી થાય છે, એટલે હવે હુ એકાકિ વનમા વિચરીશ. પછી ઋષિ પત્નીને પેટે આસ્તિક મુનિ નામના સમર્થ ઋષિનો જન્મ થયો છે આ ભાવની કથા મહાભારતમા છે

તાત્પર્ય, કે નાનીસરખી જણાતી અર્ધ્યપ્રદાનની ક્રિયા ઘણી મહત્ત્વવાળી છે, અને તેનો મહિમા વર્તમાન પ્રજાના જાણવામાં નથી.

આપણે કોઇ મિત્રને ઘેર અમુક સમયે **નિત્ય** જતા હોઇએ, અને એકાદ દિવસ કોઇ કારણસર વિલંબ થઇ જાય તો તે વખતે તે મિત્ર આપણી વાટ જુવે છે, અને તેને ખાસ અગત્યના કામે બહાર જવું હોય છે તોપણ આપણે માટે થોડી વાર તે ખોટી થાય છે. તે પ્રમાણે જેમણે પોતાના જીવનમાં નિત્ય આગ્રહપૂર્વક એક પણ દિવસ પડવા દિધાવિના બરાબર સૂર્યોદય પૂર્વે સવારે અને સૂર્યાસ્ત પૂર્વે સાંજે અર્ધ્ય આપ્યા છે તેમના અર્ધ્યની ભગવાન સૂર્યનારાયણ થોડી ક્ષણ કે થોડી પળ વાટ જુએ છે. ભગવાન સૂર્યનારાયણ સર્વજ્ઞ છે અને તે ત્રિલોકીના ઈશ્વર છે જેથી તે બધું જાણે છે તથા પોતાની ઉપાસના કરનારને યોગ્ય ફળ આપે છે જ.

ભગવદ્ ગીતામાં કહ્યુ છે, કે यज्ञदान तपः कर्म न त्याज्यम् कार्यमेवतत् —યજ્ઞ, દાન, તપ, આદિ કર્મોનો ત્યાગ કરવો નહિ કારણ, કે यज्ञोदानं तवश्चैव पावनानि मनीषिणाम्—યજ્ઞ, દાન, અને તપ મનુષ્યના મનની શુદ્ધિ કરનાર છે.

આ વચનપ્રમાણે પ્રભુશ્રીએ અંતપર્યંત આ કર્મોનો ત્યાગ કર્યો ન હતો, પણ લોકસંગ્રહાર્થે તે છેલ્લી ક્ષણપર્યંત આ કર્મોને કરતા રહ્યા હતા.

ત્યારે આ કર્મો કોઇ દશામાં છુટતા હશે કે નહિ, એ પ્રશ્ન આપણને સહજ થાય છે, તો તેનું સમાધાન એ છે, કે જ્ઞાનની આરૂઢ દશામાં જ્યારે અભિમાની શરીર મન આદિમાં ન રહેતાં સ્વરૂપે સ્થિતિ કરી રહે છે, અને જે દશામાં શરીરનું ભાન રહેતું નથી તે દશામાં તે કર્મો એની મેળે જ છુટી જાય છે, કારણ, કે અભિમાની સ્વસ્વરૂપમાં લીન થયો છે.

જેમણે વાલ્મિકી રામાયણ વાંચ્યું હશે તેમને ખ્યાલ હશે જ કે ભગવાન્ રામચંદ્રજી જ્યાં જ્યાં વિચર્યા છે ત્યાં ત્યાં સાયંકાળ થતાં તેમણે સાયંસંધ્યા કરી છે. પ્રાતઃકાલે પણ તે જ પ્રમાણે પ્રાતઃસંધ્યા કરીને તે જ્યાં જવું હોય ત્યાં જતા હતા. મહાભારતના યુદ્ધ પ્રસંગે પણ દ્રોણ, ભીષ્મ આદિ મહાસમર્થ ઋષિઓ પણ સાંજે યુદ્ધ બંધ પડતાં તરત જ સાયંસંધ્યા કરતા. શું આ ઋષિમુનિઓ અજ્ઞાની હતા, કે તે આ પ્રમાણે આગ્રહથી ત્રિકાળ સંધ્યા કરતા હતા. પણ તેના રહસ્યને તે ઉત્તમ પ્રકારે અનુભવથી સમજતા હતા અને તેથી તે નિત્ય આગ્રહથી ત્રિકાલ સંધ્યા કરતા હતા.

ભગવાન્ સૂર્યનારાયણ એ આ લોકના અને જે જે લોકોમાં તે પ્રકાશ આપે જ છે તે તે લોકોના સાક્ષાત્ ઈશ્વર છે, અને સંધ્યાવંદન એ તેમની એક અદ્દભુત ઉપાસનાની શ્રેણી છે, કે જે શ્રેણીએ ચઢતાં સાધક યોગ, ભોગ અને મોક્ષ એ ત્રણેને પ્રાપ્ત કરે છે.*

વિશેષ તો શું પરંતુ જે લોકો સંધ્યાવંદનજેવાં સામાન્ય પારમાર્થિક કર્મ પણ કરતા નથી તેમના મરણ વખતે જોયું હોય તો તે વલખાં મારતા મરણ પામે છે, અને તેમના જીવનમાં અને જીવનના અંતમાં કોઈ પણ પ્રકારની શાંતિ અથવા સંતોષ જણાતાં નથી. જે સદ્દભાગી સજ્જનો આવી સંધ્યાજેવી સામાન્ય ક્રિયા પણ નિત્ય કરે છે, તેમનાં જીવન સુખ શાંતિમાં અને સંતોષમાં વીતે છે, અને અંત વખતે પણ તેમને આત્મસંતોષ પ્રકટે છે અને તે સુખ શાંતિપૂર્વક અને સંતોષપૂર્વક આ શરીરને છોડતા ઊર્ધ્વગતિને પામે છે. આ વિના આવી સત્ક્રિયાના બીજા અનેક લાભ છે. જેથી જે દ્વિજ હોય તેમને હું

---

* આ સંબંધમાં અધિક વિવરણ **સંધ્યારહસ્ય** નામના પુસ્તકમાં ઈશ્વરેચ્છા તો થશે.

આગ્રહપૂર્વક ત્રિકાલ સંધ્યા કરવાની અને તે વડે પોતાનું માનવ જીવન સુખી અને સાર્થક કરવાની પ્રાર્થના કરું છું.

+ + + + +

પોતેશ્રી હંમેશાં અયાચકવ્રત પાળતા હતા. કોઇની પાસે કદી પણ કોઇ પણ વસ્તુની કે પૈસાની યાચના પોતે કરી ન હતી. તે છતાં પોતાના ચરણમાં જે કોઇ જે કંઇ મૂકે તે પ્રભુશ્રી પ્રેમથી સ્વિકારતા હતા અને તેનું કલ્યાણ કરતા હતા.

પોતાના આશ્રમમાં હંમેશા શંકર ઉપર અભિષેકપૂર્વક રુદ્રિ થયા જ કરે. કેટલીએ વખત પ્રભુશ્રીએ હોમાત્મક મહારુદ્ર કર્યા હતા. સંવત્ ૧૯૭૯ ની સાલમાં જપાત્મક અતિરુદ્ર કર્યો હતો અને સં. ૧૯૮૦ ની સાલમાં નંદકેશ્વરમાં હોમાત્મક અતિરુદ્ર કર્યો હતો. પ્રભુશ્રીના આશ્રમમાં દેવગૃહમાં ગુપ્તેશ્વર નામના મહાદેવ છે તેમના ઉપર કેટલાએ અતિરુદ્ર થઇ ગયા હશે.

દેવસેવા પ્રભુશ્રીના મંદિરમાં ઉત્તમ પ્રકારે થાય. ઘીના દીપકો બળ્યા કરે. પ્રસંગે જ્યારે નૈમિત્તિક પૂજા કરવાની હોય ત્યારે કેશર, કસ્તુરી અંબર વગેરે પદાર્થો ચંદન ઘસવામાં વપરાય અને અત્યંત સ્વચ્છતાપૂર્વક તથા ભક્તિભાવપૂર્વક દેવ પૂજા થાય. દેવ સેવા પછી નિત્ય નિયમિત આરતિ થાય. સાંજે પણ દેવને સ્નાન કરાવીને દીપધૂપ કરીને પુનઃ આરતિ કરવામા આવે. આજે પણ આ નિયમ ચાલુ છે. દેવને વિવિધ જાતનાં પુષ્પ ઢગલા બંધ ચડે. શ્રાવણ માસમાં શંકરને પુષ્કળ બીલી ચડે. તે ઉપરાંત શ્વેતકમળ ગમે તેટલે દૂરથી પણ પોતે મંગાવી શંકરને બ્રાહ્મણો પાસે ચડાવે.

પૂર્વના બ્રાહ્મણો કેવું જીવન ગાળતા હશે, તે પ્રભુશ્રીના જીવનઉપરથી સુસ્પષ્ટ જણાઇ આવતું હતું. પ્રભુશ્રીના આશ્રમમાં આનંદ આનંદ જ્યાઇ

રહેતો. દુઃખ, ભય, ચિંતા, ગ્લાનિ, શોક, વગેરેનો પ્રભુશ્રીના આશ્રમમાં અભાવ જણાતો હતો. સઉ કોઇ આ સ્થાનમાં કલ્લોલ કરતાં જણાતાં હતાં.

બ્રહ્મભોજન હમેશાં ચાલતું હોય જ. તેમાં પ્રસંગે પ્રસંગે પોતે વિશેષ બ્રાહ્મણોને જમાડે. આવા બ્રાહ્મણોને જમાડનાર મેં કોઇ જોયા નથી. પોતે હજાર, બે હજાર, પાંચ હજાર, દશ હજાર, વીશ પચીશહજાર નહિ, પણ ઘણી મોટી સંખ્યામાં બ્રાહ્મણોને જમાડ્યા હશે, કે જે સંખ્યાની ગણત્રી થઇ શકે તેમ નથી. અને ભોજન પણ ગમે તેવું નહિ. પણ ઉત્તમ પ્રકારનું ભોજન જમાડે, અને તે પણ ઘણા પ્રેમથી. જમાડીને તેમને દક્ષિણા પણ આપે. પ્રથમ બે પંક્તિઓ જમી ઉઠે, પછી જ પોતે ત્રીજી કે ચોથી પંક્તિમાં જમે. બ્રાહ્મણોના જમ્યા સિવાય પ્રભુ કદી જમે નહિ, એવો બ્રાહ્મણોવિષે પ્રભુશ્રીનો પૂજ્યભાવ રહેતો હતો.

જ્યારે પ્રભુશ્રી મહારુદ્ર કે એવો યજ્ઞ કરે ત્યારે બ્રાહ્મણોને દક્ષણા આપવામાં પણ સંકોચ ન રાખે. તે સર્વ સંતુષ્ટ થાય તેટલી દક્ષણા તેમને આપે. બ્રાહ્મણની સેવામાં પોતે હમેશાં તત્પર રહે.

જે કોઇ પોતાની પાસે આવે તેમને તે પૂછે તેનું યોગ્ય ઉત્તર આપે અને તેના કલ્યાણનો અને સુખનો યોગ્ય માર્ગ દર્શાવે. પ્રભુશ્રીના વચનમાં એવો પ્રભાવ હતો, કે પોતે જે બોલે તે સિદ્ધ થતું. જેથી જે કોઇ દુઃખી આવ્યો હોય તેનું મોટે ભાગે દુઃખ ટળતું. કોઇ દુષ્ટ પ્રારબ્ધવાનનું જ દુઃખ ટળતું નહિ.

પોતે કોઇ ઉદ્યોગ કરવા ન જતા, તે છતાં પોતાને જોઇએ તેટલું આવી મળતું. એક પ્રસંગે એક બ્રાહ્મણ બપોરના વખતે પ્રભુશ્રી પાસે આવ્યો હતો. તેણે પ્રભુશ્રીને પોતાની સ્થિતિ સુધરવા સંબંધમાં પૂછ્યું હતું. તો પોતે કહ્યું, હતું, કે "જાઓ મહારાજ ! રોજની આટલી ગાયત્રીની માળા કરજો અને જો તમારું પૂરું ન થાય તો આ મારું રસોડું ઉઘાડું છે, તેમાં આવીને રોજ જમજો. બ્રાહ્મણોની પાસે તો

એવું સાચું શસ્ત્ર છે કે તેમને કંઇ જ બીજો ધંધો કે નોકરી ન કરવી પડે અને તેમનું પોષણ ઉત્તમ પ્રકારે થાય; પરતું તે પોતાના કર્તવ્યને કરતા નથી, અને પછી બુમો પાડયા કરે છે, તેમાં કોનો દોષ ? જુઓ મહારાજ ! હું માત્ર બે જ ગુજરાતી ચોપડીઓ ભણેલો છું, અને હું નોકરી કરવા જઉં તો મને કેઇ દશ રૂપૈઆ પણ ન આપે, એટલી મારી યોગ્યતા છે, તે છતાં મારા ઘરનું અડાક ખરચ નિભ્યા કરે છે, એ શાને લીધે છે તે તમે જાણો છો ? એ બધો પ્રભાવ ગાયત્રી માતાનો છે મહારાજ ! પહેલાં ઋષિમુનિઓના આશ્રમમાં, કહે છે, કે કામદુધા ગાય બાંધી રાખતા હતા, અને મોટા રાજા જાય તો પણ તેનું ઉત્તમ પ્રકારે આતિથ્ય કરતા હતા. આ કામદુધા એ શું હતી તે તમે જાણો છો ? તે કામદુધા તે ગાયત્રી હતી. ગાયત્રીને ઋષિમુનિઓ તપવડે પ્રસન્ન કરી રાખતા હતા અને પછી તે તેમને જ્યારે જે જોઇએ તે આપતાં હતા. શું બધા ઋષિઓ કંઇ કામદુધાને પોતાને ઘેર બાંધી રાખતા હશે ? આ ગાયત્રી માતાનો બહુ પ્રતાપ છે મહારાજ ! પણ બ્રાહ્મણો ક્યાં સમજે છે ! ઘેર ઘેર ભીખ માગતા ફરે છે, કે ગુલામગીરી કરે છે, પણ તેમને પોતાનું ખરૂં કર્તવ્ય શું છે તે ક્યાં સુઝે છે ? અલયા બ્રાહ્મણને તે શીદ ભીખ માગવી પડે કે ગુલામગીરી કરવી પડે ! આ તમે મારો વ્યવહાર જુઓ, કે તે કેમ ચાલે છે, ” આ વગેરે વચનો પ્રભુએ તે બ્રાહ્મણને કહ્યાં હતા.

જમીને બપોરે પોતે સહજ વિશ્રાંતિ લેતા. પછી ઉઠીને સ્નાન કરીને જે કોઇ પોતાને મળવા આવ્યું હોય તેમની સાથે વાર્તા કરવા દેવગૃહ પાસેના મોટા ઓરડામાં પધારતા. સર્વનું સમાધાન કરીને પછી પોતે આનંદવાર્તા કરતા. આ વાર્તા ભક્તિસંબંધી હોય કે જ્ઞાનસંબંધી હોય. પ્રસંગે યોગવાસિષ્ઠ, ભગવદ્ગીતા કે એવું કોઇ પુસ્તક પણ વંચાવે. પછી સાયંસંધ્યાનો સમય થતાં પોતે સ્નાન કરીને સાયંસંધ્યા કરીને જમતા. ને પછી વળી સાંજની ગાડીએ કોઇ આવ્યું હોય તેમને મળતા અને તેના મનનું સમાધાન કરતા. રાત્રે પણ કોઇ પાસે ભજન ગવરાવે,

જ્ઞાન ભક્તિની વાર્તા કરે, અને પોતાની પાસે જે કોઇ આવ્યું હોય તેને આનંદ કરાવે. પોતાની પાસે આવનાર પોતાને કંઇ મૂકે છે કે નહિ - પ્રતિ પ્રભુશ્રીનું તદન અલક્ષ હતું. તેના ઉપર દયા લાવીને તેનું દુઃખ ટળવાનો માર્ગ બતાવે, અને તેને જમાડે, તથા રાત્રે તેને સૂવાની વ્યવસ્થા કરી આપે. રાત્રે દશેક વાગ્યાના સુમારમાં પોતે સુઇ જાય.

આ પ્રકારનું એક બ્રાહ્મણે જેવું જીવન ગાળવું જોઇએ તેવું જીવન પોતે ગાળતા હતા. પ્રભુશ્રીનો એટલો બધો પ્રભાવ હતો, કે ક્ષત્રિય, શૂદ્ર, વૈશ્ય વગેરે પોતાને નમતા એટલું જ નહિ, પરંતુ પ્રભુશ્રીને જૈનો, જૈન સાધુઓ, મુસલમાનો અને પારસીઓ પણ નમતા અને પોતાને પૂજ્ય ગણતા. બ્રાહ્મણ એટલે વર્ણમાત્રના ગુરુ એમ જે કહેવાય છે, તે પ્રભુશ્રીના જીવનમાં પ્રત્યક્ષ થતું હતું. સઉ કોઇ પોતાની જ્ઞાતિ, ધર્મ, કે પંથનું અભિમાન છોડીને પ્રભુશ્રીના ચરણમાં નમતા હતા, કહો કે તેમને સર્વને પ્રભુશ્રીના ચરણમાં નમવું પડતું હતું. પ્રધાન સત્તાઆગળ ગૌણ સત્તા હમેશાં નમે છે, એ આ વિશ્વના નિયમપ્રમાણે સઉ કોઇ પ્રભુશ્રીને રંકથી રાજાપર્યંત નમતું હતું.

આ રાજા છે, આ શેઠીઆ છે, આ દિવાન છે, આ મોટા અધિકારી છે, તેથી તેની સ્પૃહા રાખવી જોઇએ, એ પ્રમાણે પ્રભુ કદી કરતા નહિ. હા, તે સર્વ ઉપર પ્રભુશ્રી પ્રેમ રાખતા હતા, પરંતુ તેમની સ્પૃહા કદી રાખતા નહિ, કે તેમના આગળ કદી દીનતા દાખવતા નહિ. પોતાને જેની જ્યારે જરૂર પડે તે વસ્તુ ત્યારે આવીને હાજર થાય પછી પોતે શીદ કોઇની સ્પૃહા રાખે, કે કોઇના આગળ દીનતા દાખવે ? પોતે પોતાની પ્રભુતામાં અખંડ રમતા. જેને પોતાની પાસે આવવું હોય તે આવે, અને ન આવવું હોય તે ન આવે. પોતે જે પ્રકારનું જીવન ગાળવાનું નક્કી કર્યું હોય તે પ્રમાણે જીવન ગાળતા અને જરા પણ કોઇનો સંકોચ રાખતા નહિ. પોતાને ત્યાં જમણ હોય ત્યારે બ્રાહ્મણોની પંક્તિમાં બ્રાહ્મણ બેસે, વાણીઆની

પક્તિમાં વાણીઆ બેસે, અને પાટીદારની પંક્તિમાં પાટીદાર બેસે, એવી વ્યવસ્થા રહેતી હતી. અમુક તો શેઠ છે, અમુક તો મોટો અમલદાર છે, અમુક તો પૈસા વધારે આપે છે, માટે તેને બ્રાહ્મણો સાથે બેસાડવો જોઇએ, એવી ખોટી શરમ પ્રભુ કદી રાખતા નહિ, કે તેની મોટાઇથી અંજાઇ જતા નહિ, કે તેની ખુશામત કરતા નહિ. પ્રથમ બ્રાહ્મણો જમવા બેસે, તે પછી જ વાણીઆ પાટીદારમા પતરાળા નીકળે. બ્રાહ્મણો જ્યાસુધી જમવા બેઠા ન હોય ત્યાં સુધી બીજી જ્ઞાતિના મનુષ્યોમાં પીરસણુ નીકળે જ નહિ. પોતાના આશ્રમના જે નિયમ હોય તે નિયમોનું પોતે પાલન કરતા, પછી તે નિયમોનું જેને પાલન કરવું હોય તે આવે, અને ન કરવું હોય તો ન આવે તેની પોતાને સ્પૃહા ન હતી. બીજા ધર્મગુરૂઓ કે આચાર્યોની પેઠે જગત્‌માં મોટા ગણાતા ગમે તે વર્ણના મનુષ્યોને પોતાની પાસે કે સર્વના ભેગા બેસાડીને શંભુમેળો પ્રભુ કદી કરતા નહિ. થોડા જ વખત ઉપર એક પ્રસંગે **ઘેલે** ( ઘણું કરીને **અરવિંદ** ઘોષના ગુરૂ ગણાય છે તે ) પોતાના આશ્રમમાં આવ્યા હતા. તેમને પોતે જમવામાટે પોતાના રસોડા બહાર બેસાડ્યા હતા તેમણે કહ્યું, કે મને આપ બહાર કેમ બેસાડો છો ? પ્રભુશ્રીએ સ્પષ્ટ શબ્દોમા કહ્યુ, કે આપ કે જે સર્વભક્ષી છો તેમને અમારા બ્રાહ્મણના રસોડામા શી રીતે બેસાડી શકાય ?

× × × × ×

શાસ્ત્રમા બ્રાહ્મણનાં નીચેના લક્ષણો જણાવેલા છે, જે સર્વ પ્રભુશ્રીમા જોવામાં આવતા હતા

> शौचमास्तिक्यमभ्यासो वेदेषु गुरुपूजनम् ।
> प्रियातिथित्वमीज्या च ब्रह्मकायस्य लक्षणम् ॥

શૌચ, આસ્તિક્ય, વેદાભ્યાસ ગુરુપૂજન, તથા હોમ કરવો, એ બ્રાહ્મણના શરીરના લક્ષણ છે.

शान्ता:सन्त:सुशीलाश्च सर्वं भूतहितेरता: ॥
क्रोधं कर्तुं न जानन्ति एतद्ब्राह्मणलक्षमण

શાન્તિ, સજ્જનતા, સુશીલતા, પ્રાણીમાત્રના હિતમાં પ્રેમ, તથા અક્રોધ, એ બ્રાહ્મણનાં લક્ષણ છે.

सन्ध्योपासन शीलश्च सौम्यचित्तो दृढव्रतः ।
समःपरेषु च स्वेषु एतद्ब्राह्मणलक्षणम् ॥

સંધ્યોપાસન, શીલ, શાંત ચિત્ત, દ્દઢ વ્રત, તથા સ્વપરમાં સમબુદ્ધિ, એ બ્રાહ્મણનાં લક્ષણ છે.

एकाहारश्च सन्तुष्टः स्वल्पाशी स्वल्पमैथुनः ।
ऋतुकालाभिगामी च एतद्ब्राह्मणलक्षणम् ॥

એક વખત જમવું, સંતોષ, અલ્પાહાર, અલ્પ મૈથુન, તથા ઋતુકાલાભિગમન, એ બ્રાહ્મણનાં લક્ષણો છે.

परान्नं परवित्तं च पथि वा यदि वा गृहे ।
अदत्तं नैव गृह्णाति एतद्ब्राह्मणलक्षणम् ॥

જે પરાન્ન અને પર દ્રવ્યને આપ્યાવિના રસ્તામાંથી અથવા પારકાને ઘેરથી ગ્રહણ કરતો નથી, તે બ્રાહ્મણ છે.

सत्यं ब्रह्म तपो ब्रह्म ब्रह्म चेन्द्रियनिग्रहः ।
सर्वभूतदया ब्रह्म एतद्ब्राह्मणलक्षणम् ॥

સત્ય એ બ્રહ્મ છે, તપ એ બ્રહ્મ છે, ઇંદ્રિયનિગ્રહ એ બ્રહ્મ છે, સર્વભૂતદયા એ બ્રહ્મ છે, અને આ સર્વ લક્ષણો બ્રાહ્મણનાં છે; અર્થાત્ આ સર્વ લક્ષણો બ્રાહ્મણમાં રહેલાં છે.

योगस्तपो दमो दानं सत्यं शौचं दयाश्रुतम् ।
क्रिया विज्ञानमास्तिक्यमेतद्ब्राह्मणलक्षणम् ॥

યોગ તપ, દમ, દાન, સત્ય, શૌચ, દયા, વેદાભ્યાસ, વિદ્યા, વિજ્ઞાન, આસ્તિક્ય, એ બ્રાહ્મણનાં લક્ષણ છે.

યથાર્થ બ્રાહ્મણ થવા ઇચ્છનારે પ્રભુશ્રીના જીવનમાં ઉપરના જે જે લક્ષણો જોવામાં આવતાં હતાં તે સર્વ આગ્રહથી પોતાના જીવનમા પ્રકટ કરવાં ઘટે છે.



# ગુરુ અથવા આચાર્ય તરીકે પ્રભુશ્રીનું જીવન.



આગળ જણાવ્યાપ્રમાણે જેમ અધર્મનો ઉચ્છેદ કરી ધર્મનું સંસ્થાપન કરવા અર્થે તથા દુષ્ટ મનુષ્યોનો વિનાશ કરી સાધુપુરુષોનું પરિત્રાણ કરીને તેમને સુખ ઉપજાવવા માટે જેમ ભગવાનના અવતારો થાય છે તેમ પ્રજા જ્યારે કોઇ એક બાબતની પરાકાશ ( Extreme )-એ પહોચે છે ત્યારે પણ ઇશ્વરના અવતારો થાય છે. આ પરાકાષ્ટારૂપ અવસ્થા અથવા સ્થિતિ એ વિષમ અવસ્થા છે અને તે દુ:ખદ છે તથા ઊર્ધ્વગતિની સાધક નથી. જ્યારે અરબસ્તાનમા મૂર્તિપૂજાની પરાકાષ્ટા પહોચી અને લોકો મૂર્તિપૂજાને નામે ઘણો અનર્થ અને અધર્મ કરવા લાગ્યા ત્યારે મહમદ પેગંબરનો અવતાર થયો. જ્યારે યજ્ઞયાગાદિકમા પશુઓનો જ માત્ર વધ થવા માડ્યો અને યજ્ઞયાગાદિનો આશય યજ્ઞકરનાર પ્રજાના હૃદયમાથી લોપ પામ્યો, અને આ બહાને ઘણો અનર્થ થવા માડ્યો ત્યારે ભગવાન બુદ્ધનો અવતાર થયો, અને પ્રાણીમાત્રઉપર દયા રાખવાનો તેમણે ઉપદેશ કર્યો આ બૌદ્ધધર્મના સિદ્ધાતનો પ્રચાર પણ જ્યારે એક છેડેથી બીજે છેડે થયો અને પ્રજા નાસ્તિક થઇ અનીશ્વરવાદી થઇ જવા લાગી તથા જ્યારે કર્મવાદની જ પ્રધાનતા આ દેશમા મનાવા લાગી અને લોકો ઉપાસના અને જ્ઞાનને ભૂલીને કર્મઠ થઇ ગયા તે વખતે ભગવાન શંકરાચાર્યનો અવતાર થયો, અને તેમણે ઉપાસના અને જ્ઞાનનુ રહસ્ય પ્રજાને સમજાવ્યું. આ પ્રમાણે જ્યારે જ્યારે એક પરાકાષ્ટાએ પહોચે છે, અને વિષમાવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે ભગવાન અવતાર ધારણ કરીને તેને મધ્ય અવસ્થામા, અથવા સમ અવસ્થામા

સ્થાપે છે, કે જે હિતકારક હોય છે. કાળ જતાં પ્રજા આ ભગવાનના ઉદ્દેશને ભૂલી જાય છે, અને પછી એક છેડા ઉપર અમુક સિદ્ધાંતને વળગી રહીને જતી રહે છે અને ઊર્ધ્વગતિને પામતી નથી ત્યારે ભગવાન્ અવતાર ધારણ કરે છે અને તેને જે દિશામાં તે વહેતી હોય છે, તે દિશામાંથી પાછી વાળીને સમસ્થિતિમાં સ્થાપે છે.

આચાર્યો અને ધર્મગુરૂઓ જ્યારે પોતપોતાના વાડા બાંધી પોતાનો પંથ ચલાવવાની ખટપટમાં પડી ગયા હતા, બીજાનો ધર્મ તે નઠારો, અને પોતાનો સારો એ પ્રમાણે જ્યારે આ લોકો બીજાના ધર્મની પરોક્ષ અથવા અપરોક્ષમાં નિંદા કરીને પોતાના પંથ કે ધર્મની ઉત્કૃષ્ટતા સાબીત કરવાને તથા પોતાના ધર્મની કંઠીઓ બાંધવાને અથવા દીક્ષા આપવાને પ્રયત્ન કરી રહ્યા હતા; જ્યારે આ લોકો પોતાનામાં વસ્તુત: કંઇ પણ સાચા જ્ઞાનસામર્થ્યનો અંશ ન છતાં અથવા પોતે મનુષ્યત્વને પણ પ્રાપ્ત ન છતાં પોતાને ઈશ્વર, ઈશ્વરના અવતાર, યોગી, સિદ્ધ, કે એવા જ મનાવવાને અનેક પ્રકારના પ્રતારણા કરી રહ્યા હતા; જે વખતે આ લોકો પોતાના મનસ્વી અને શાસ્ત્ર, નીતિ, ન્યાય, તથા ધર્મથી વિરુદ્ધ વર્તનને, પોતે ઇશ્વરના અવતાર છે, એ પ્રમાણે કહીને પ્રજાને ઉંધું ઉંધું સમજાવીને પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાધી રહ્યા હતા; જે વખતે આવા લોકો અને જગતનું કલ્યાણ કરવા નીકળી પડેલા બીજા લોકો પૈસો અથવા કીર્તિને માટે વસ્તુતઃ પોતે પ્રયત્ન કરતા છતાં જગતનું કલ્યાણ કરવાને નામે જગતને ભાષણો અને લેખોદ્વારા બોધ દઇ રહ્યા હતા, કે જે લોકોએ આત્મકલ્યાણ શું છે, તે જાણ્યું નથી તો તેને સાધ્યું તો ક્યાંથી હોય; તથા જગતનું સાચું કલ્યાણ કરવાને જે સાચું અનુભવજન્ય જ્ઞાન તથા જે સાચું સામર્થ્ય, જે સાચો વિરાગ, જે સાચા શુદ્ધ પ્રેમ વગેરેની જરૂર છે તેનો જેમનામાં કેવળ અભાવ છે તેવા લોકો જ્યારે રણસંગ્રામમાં કુદી પડી જગતના કલ્યાણની અને ઊર્ધ્વગતિની વાર્તાઓ ઠેકાણે ઠેકાણે કરી રહ્યા હતા; અને આ જ પ્રમાણે આ દેશમાં જ્યારે વિચિત્ર પ્રકારની

યુક્તિઓ, કે છળ કપટનો પોતાના આશ્રમમાં કેવલ અભાવ હતો. લેખકનો જાતનો અનુભવ છે કે, જે સારી સંસ્થાઓ ગણાય છે, તે પણ આ આક્ષેપમાંથી મુક્ત નથી. બાકી પ્રભુશ્રીએ ધાર્યું હોય તો આખું હિંદુસ્તાન એક વખતે પોતાનું અનુયાયી કરી શકત. પોતાની પાસે આવનાર જૈન, મુસલમાન, પારસી વગેરે સર્વ પ્રભુશ્રીનો અતુલિત પ્રભાવ જોઇ પોતાના ચરણમાં મસ્તક નમાવતા હતા. પણ પ્રભુશ્રીની આવો કોઇ પંથ ચલાવવાની ઇચ્છા જ ન હતી. હિંદુસ્તાનમાં આજે ક્યાં પંથ ઓછા છે, કે પ્રભુશ્રી વળી એક, નવો પંથ વધારે ? તે છતાં પોતાની પાસે આવ-

નાર હજારો મનુષ્યોનું પ્રભુશ્રીએ જ જે કલ્યાણ કર્યું છે, તેનું માપ નીકળી શકે તેમ નથી. ધર્મના વાડા કે પંથ ચલાવ્યાવિના પણ જનકલ્યાણ પ્રેમ ભાવે થઇ શકે છે, એ પ્રભુશ્રીએ બતાવ્યું હતું. એક પંથ કે એક ધર્મના જે જે બંધનો જોવામાં આવે છે, તેમાંનાં કોઇ પણ બંધન પ્રભુશ્રીએ રાખ્યાં ન હતાં. કારણ કે પ્રભુશ્રીને તે પ્રમાણે નવો પંથ ચલાવવો ન હતો. રાજાઓ, અને તેમાં પણ આખી દુનિયામાં કુશલમાં કુશલ ગણાતા રાજાને પ્રભુશ્રીએ વશ કર્યો હતો. અને જો પ્રભુશ્રીએ ધાર્યું હોત તો આવા રાજાઓની મારફત પોતે હિંદુસ્તાનમાં એક પંથ ચલાવી કરોડો મનુષ્યોને તેમાં દોરી શકત.

*

એક વખતે આ લેખકે, આરંભમાં પ્રભુશ્રીને એવી પ્રાર્થના કરેલી કે પ્રભુ ! આપે ગાયત્રીની ઘણી ઉપાસના કરી જણાય છે; વળી આપ બ્રાહ્મણને તેવી ઉપાસના કરવાનું પણ જણાવો છો, તો આપ એક લાખેક રૂપૈઆ ખરચીને ગાયત્રી દેવીનું એક સુંદર ભવ્ય મંદિર બાંધો તો સારૂં. પ્રભુશ્રીએ મને આ પ્રાર્થનાના જવાબમાં કહ્યું, કે અરે ! પંડિતજી તમે આ શું બોલ્યા ? ગાયત્રી માતા તો બ્રહ્મરૂપા છે, અને તે વિશ્વભરમાં વ્યાપક છે, તેમને શા માટે આપણે એક સ્થાનમાં બદ્ધ કરીએ ! અથવા તે આવા નાનાસરખા સ્થાનમાં બદ્ધ થતાં હશે ખરાં ? આ પ્રમાણે મને

જવાબ આપીને મારી વાત ઉડાવી દીધી હતી. તાત્પર્ય, કે આ પ્રકારની પ્રવૃત્તિ પ્રભુશ્રીને કરવી ન હતી.

બીજા ગુરુઓ કહે છે તે ખોટું છે, અને હું કહું છું તે સાચું છે અથવા ઉત્કૃષ્ટ છે, એવું પ્રભુશ્રીએ કદી કહ્યું નથી; પણ પ્રભુશ્રી જે બોલતા તે થતું અથવા જે માર્ગ દર્શાવતા તે સફલ થતો, તેથી લોકો પ્રભુશ્રીની બીજા સર્વ કરતાં શ્રેષ્ઠતા છે, એમ સ્વાનુભવથી જ જાણતા.

તું મારી દીક્ષા લે, કંઠી બાંધ, ઉપદેશ લે, એવું તો પ્રભુ કોઇને કદી કહે કહેવરાવે જ નહિ. છતાં જે કોઇ પોતાના કલ્યાણનો માર્ગ જણાવવા કહે તો પ્રભુશ્રી આડંબરવિના તરત જ તેને જણાવે. આ માર્ગે અનુસરતાં તેના લાભ તેને તરત જ સમજાય, એટલે તેની મહત્તા લોકો આપોઆપ જાણે. પ્રભુશ્રીની ઉપદેશ આપવાની પદ્ધતિ પણ જુદી. ન જોઇએ ફુલ, ન જોઇએ ચંદન, ન જોઇએ હાર, ન ધૂપ, ન દીપ, ન એકાંત,ન નૈવેદ્ય, ન પૈસા, ન આડંબર, કે કંઇ જ. જે વખતે સાધક કે જીજ્ઞાસુ યાચના કરે તે વખતે જ જ્યાં તે હોય તે વખતે જ તેને પ્રભુશ્રી ઉપદેશ કરી દે. વખતે જે વચન જે મંત્ર પોતાના મુખમાંથી નીકળી જાય તે જ તેને ગ્રહણ કરવાનું કહે. પ્રસંગે અશુદ્ધ પણ મંત્ર બોલી જાય. જો તે વખતે સામો મનુષ્ય પૂછે તો કહે, કે જે ભગવાને બોલાવ્યું તે ખરૂં. તમારે તેનો જ જપ કરવો. પેલો મનુષ્ય આ મંત્રનો જપ કરે, અને તેનું કલ્યાણ થાય. પ્રભુશ્રીના મંત્રો પણ અદ્ભુત. નવા નવા ગમે તેવા મંત્રો બનાવી કાઢે, અને તે તત્ક્ષણ જ. મંત્રમહોદધિ પોતે શોધવા ન જાય. પ્રભુના મુખનું ગમે તેવું વચન મોટા મોટા મંત્રોથી પણ અધિક હતું, એ જેમને તેઓશ્રીનો મંત્ર મળ્યો છે, તેમને જ્ઞાત છે.

બીજા ગુરુઓ પોતાને પોતાનામાં કંઇ ન છતાં, સિદ્ધ, યોગી, કે ઇશ્વર-તરીકે મનાવવાને પ્રયત્ન કરી રહ્યા છે, જ્યારે "હું તો એક સાધારણ બ્રાહ્મણ છું" એ પ્રમાણે કહી પોતાનામાં જાણે કંઇ જ નથી, એમ જણાવે;

પ્રવૃત્તિ ચાલી રહી હતી અને લોકો બીચારા હાલામાંથી ચુલામાં પડવા જેવી સ્થિતિને પ્રાપ્ત થતા હતા, અને કોઇ ઠેકાણે તેમને સુખશાંતિ ન જણાવાથી તથા ધર્મને નામે જ્યાં ત્યાં છળ પ્રપંચ થતા જોવામાં આવવાથી જે વખતે લોકો ધર્મસંબંધી આવી સ્થિતિ હોવાથી ધર્મ કર્મને ઉંચે મૂકીને નાસ્તિક થઇ જતા હતા; અને જે વખતે વિજ્ઞાનની શોધોનું અને પાશ્ચાત્ય પ્રજાઓનું અનુકરણ કરી તેમના જેવી સ્થિતિ પ્રાપ્ત કરવામાં જ પ્રજાની ઊર્ધ્વગતિ અને પ્રજાનું સુખ રહેલું છે, એ પ્રમાણે પ્રજાને દેશના સુધારકો સમજાવી રહ્યા હતા; જે વખતે દેશમાં લાખો વેદાંતનાં અને યોગનાં પુસ્તકો છપાઇને પ્રજાના આગળ ધરવામાં આવતાં હતાં, અને આ પુસ્તકોનું વાંચન વધારી પ્રજાને જ્ઞાની કે યોગી કરવાના પ્રયાસ ચાલી રહ્યા હતા, છતા પ્રજામા કોઇ સાચા જ્ઞાની કે સાચા યોગી આ પ્રકારના વાચનથી પાકતા ન હતા તે વખતે; તથા જે વખતે માત્ર વેદાંતની અને જ્ઞાનની વાતો કરી લોકો ગમે તે પ્રકારનું આચરણ કરતા હતા તથા આચારવિચારને ભૂલી ગયા હતા અથવા ભૂલી જતા હતા; જે વખતે ભક્તિની યોગની, કે વેદાંતની વાતો કરી લોકો શુદ્ધ આચારને ભૂલી ગયા હતા, અથવા શુદ્ધ આચાર કેવો હોય છે, તેનું સ્મરણ કાળબળે કરીને જેમની સ્મૃતિવૃત્તિમાથી ભૂસાઇ જતું હતું; ઠેકાણે ઠેકાણે જે વખતે યોગ, ભક્તિ અને વેદાંતની ચર્ચા, ભાષણો અને વાતો થતી હતી છતાં સાચો યોગ, સાચી ભક્તિ કે સાચું જ્ઞાન કેવું હોય છે તેની જે વખતે પ્રજા કલ્પનાસરખી પણ કરી શકતી ન હતી, અથવા વિપરીત કલ્પના કરતી હતી તે વખતે; તથા જે વખતે માત્ર લોકો જ્ઞાનની કલ્પનાના જ પ્રદેશમાં રમી રહ્યા હતા અને ગમે તેમ યથેચ્છ આચાર વિચાર સેવીને અનેકતનો ભ્રષ્ટ થઇને અધોગતિને પામતા હતા તે વખતે; જે વખતે કર્મ અને ઉપાસના એ જ્ઞાનનાં પ્રથમ પગથીઆં છે, એને પ્રજા ભૂલી ગઇ હતી, અને જ્ઞાનરૂપી મંદિરના સાત માળના શિખરે સ્થિત થવાને મિથ્યા કુદકા મારી રહી હતી તે વખતે કર્મ અને ઉપાસના એ વચલાં પગથીઆં ચઢ્યા-

વિના જ્ઞાનમંદિરના શિખરે ચઢી શકાતું નથી, એ આચારસિદ્ધ કરી જગતને દર્શાવવા માટે; તથા સાચા ગુરુ, સાચો યોગી, સાચો ભક્ત કે સાચો જ્ઞાની કેવો હોઇ શકે તે દર્શાવવા માટે; તથા ઉપર જણાવી તે સર્વ બાબતમાં પ્રજાની દુર્દશા થઇ રહી હતી તે દુર્દશામાંથી પ્રજાનો ઉદ્ધાર કરવા માટે તથા ક્યા રસ્તે પ્રજાનું સાચું કલ્યાણ થઇ શકે છે, અને કોણ પ્રજાનું સાચું કલ્યાણ કરી શકે છે, એ દર્શાવવાને પ્રભુશ્રીનો અવતાર થયો હતો.

આચાર્યો, અને ધર્મગુરુઓ પોતાનામાં યોગ્યતા ન છતાં પોતાના વાડા, કે પંથ ચલાવી પ્રજાની દુર્દશા આ દેશમાં ઘણા વખતથી કરી રહ્યા છે, તથા પોતે ધર્મને નામે ભયંકર પાપો કરી રહ્યા છે, એ વગેરે જોઇને પ્રભુશ્રીમાં ગુરુ કે ધર્માચાર્ય થવાની સર્વ પ્રકારની સર્વ રીતે યોગ્યતા છતાં આ પ્રકારની પ્રણાલિ પોતે ચલાવી ન હતી, પણ માત્ર જૂદી જ રીતે પ્રવૃત્તિ કરી હતી. હું ગુરુ છું, અને તમે મારા શિષ્ય છો, એ પ્રકારનો ભાવ કદી પોતે વૃત્તિમાં ઉપજવા દીધો નથી, કે પોતાની પાસે આવનાર અને પોતાની પાસેથી દીક્ષા લેઇ જનારના મનમાં પણ બંધનરૂપે ઉપજવા દીધો નથી. પુનઃ આ માણસે પોતાની પાસે શિષ્ય ભાવે આવવું જ જોઇએ, અમુક દ્રવ્ય મૂકવું જ જોઇએ, કે એવા જ પ્રકારનું કોઇ પણ પ્રકારનું બંધન કોઇને માટે પ્રભુશ્રીએ રાખ્યું ન હતું. પોતાની પાસે હજારો મનુષ્યો આવતા હતા, છતાં પ્રભુશ્રીએ કોઇને માથે પંથ અથવા ધર્મનું બંધન નાખ્યું નથી. આજે સુધારાવાળા ધર્મસંસ્થાઓને માથે જે આક્ષેપો મૂકી રહ્યા છે અને તેમની જે નિંદા કરી રહ્યા છે, તે સર્વ જાણે પ્રભુશ્રીના જાણવામાં હોય તેમ પ્રભુશ્રીએ વર્તન કર્યું છે. તમે આવો તો એ ઠીક અને ન આવો તો એ ઠીક પૈસા મૂકો તોએ ઠીક અને ન મૂકો તોએ ઠીક પોતે પોતાની પાસે આવનારનું કલ્યાણ કરવામાં જ મસ્ત છે. બીજી પોતાને સ્પૃહા નથી. પોતાના ધર્મમાં અનુયાયી વધારવાની તથા તેમાં પૈસો વધારવાની જેમ હજાર પ્રકારની યુક્તિપ્રયુક્તિઓ, સિદ્ધસાધકતાવડે થાય છે તે પ્રકારની

યુક્તિઓ, કે છળ કપટનો પોતાના આશ્રમમાં કેવલ અભાવ હતો. લેખકનો જાતનો અનુભવ છે કે, જે સારી સંસ્થાઓ ગણાય છે, તે પણ આ આક્ષેપમાંથી મુક્ત નથી. બાકી પ્રભુશ્રીએ ધાર્યું હોય તો આખું હિંદુસ્થાન એક વખતે પોતાનું અનુયાયી કરી શકત. પોતાની પાસે આવનાર જૈન, મુસલમાન, પારસી વગેરે સર્વ પ્રભુશ્રીનો અતુલિત પ્રભાવ જોઇ પોતાના ચરણમાં મસ્તક નમાવતા હતા. પણ પ્રભુશ્રીની આવો કોઇ પંથ ચલાવવાની ઇચ્છા જ ન હતી. હિંદુસ્તાનમાં આજે ક્યાં પંથ ઓછા છે, કે પ્રભુશ્રી વળી એક, નવો પંથ વધારે ? તે છતાં પોતાની પાસે આવનાર હજારો મનુષ્યોનું પ્રભુશ્રીએ જ જે કલ્યાણ કર્યું છે, તેનું માપ નીકળી શકે તેમ નથી. ધર્મના વાડા કે પંથ ચલાવ્યાવિના પણ જનકલ્યાણ પ્રેમ ભાવે થઇ શકે છે, એ પ્રભુશ્રીએ બતાવ્યું હતું. એક પંથ કે એક ધર્મના જે જે બંધનો જોવામાં આવે છે, તેમાંનાં કોઇ પણ બંધન પ્રભુશ્રીએ રાખ્યાં ન હતાં. કારણ કે પ્રભુશ્રીને તે પ્રમાણે નવો પંથ ચલાવવો ન હતો. રાજાઓ, અને તેમાં પણ આખી દુનિયામાં કુશલમાં કુશલ ગણાતા રાજાને પ્રભુશ્રીએ વશ કર્યો હતો. અને જો પ્રભુશ્રીએ ધાર્યું હોત તો આવા રાજાઓની મારફત પોતે હિંદુસ્તાનમાં એક પંથ ચલાવી કરોડો મનુષ્યોને તેમાં દોરી શકત.

એક વખતે આ લેખકે, આરંભમાં પ્રભુશ્રીને એવી પ્રાર્થના કરેલી કે પ્રભુ ! આપે ગાયત્રીની ઘણી ઉપાસના કરી જણાય છે; વળી આપ બ્રાહ્મણને તેવી ઉપાસના કરવાનું પણ જણાવો છો, તો આપ એક લાખેક રૂપૈઆ ખરચીને ગાયત્રી દેવીનું એક સુંદર ભવ્ય મંદિર બાંધો તો સારું. પ્રભુશ્રીએ મને આ પ્રાર્થનાના જવાબમાં કહ્યું, કે અરે ! પંડિતજી તમે આ શું બોલ્યા ? ગાયત્રી માતા તો અક્ષરરૂપા છે, અને તે વિશ્વભરમાં વ્યાપક છે, તેમને શા માટે આપણે એક સ્થાનમાં બદ્ધ કરીએ ! અથવા તે આવા નાનાસરખા સ્થાનમાં બદ્ધ થતાં હશે ખરાં ? આ પ્રમાણે મને

જવાબ આપીને મારી વાત ઉડાવી દીધી હતી. તાત્પર્ય, કે આ પ્રકારની પ્રવૃત્તિ પ્રભુશ્રીને કરવી ન હતી.

બીજા ગુરુઓ કહે છે તે ખોટું છે, અને હું કહું છું તે સાચું છે અથવા ઉત્કૃષ્ટ છે, એવું પ્રભુશ્રીએ કદી કહ્યું નથી; પણ પ્રભુશ્રી જે બોલતા તે થતું અથવા જે માર્ગ દર્શાવતા તે સફલ થતો, તેથી લોકો પ્રભુશ્રીની બીજા સર્વ કરતાં શ્રેષ્ઠતા છે, એમ સ્વાનુભવથી જ જાણતા.

તું મારી દીક્ષા લે, કંઠી બાંધ, ઉપદેશ લે, એવું તો પ્રભુ કોઇને કદી કહે કહેવરાવે જ નહિ. છતાં જે કોઇ પોતાના કલ્યાણનો માર્ગ જણાવવા કહે તો પ્રભુશ્રી આડંબરવિના તરત જ તેને જણાવે. આ માર્ગે અનુસરતાં તેના લાભ તેને તરત જ સમજાય, એટલે તેની મહત્તા લોકો આપોઆપ જાણે. પ્રભુશ્રીની ઉપદેશ આપવાની પદ્ધતિ પણ જુદી. ન જોઇએ ફુલ, ન જોઇએ ચંદન, ન જોઇએ હાર, ન ધૂપ, ન દીપ, ન એકાંત,ન નૈવેદ્ય, ન પૈસા, ન આડંબર, કે કંઇ જ. જે વખતે સાધક કે જીજ્ઞાસુ યાચના કરે તે વખતે જ જ્યાં તે હોય તે વખતે જ તેને પ્રભુશ્રી ઉપદેશ કરી દે. વખતે જે વચન જે મંત્ર પોતાના મુખમાથી નીકળી જાય તે જ તેને ગૃહણ કરવાનું કહે. પ્રસંગે અશુદ્ધ પણ મંત્ર બોલી જાય. જો તે વખતે સામો મનુષ્ય પૂછે તો કહે, કે જે ભગવાને બોલાવ્યું તે ખરૂં. તમારે તેનો જ જપ કરવો. પેલો મનુષ્ય આ મંત્રનો જપ કરે, અને તેનું કલ્યાણ થાય. પ્રભુશ્રીના મંત્રો પણ અદ્દભુત. નવા નવા ગમે તેવા મંત્રો બનાવી કાઢે, અને તે તત્ક્ષણ જ. મંત્રમહોદધિ પોતે શોધવા ન જાય. પ્રભુના મુખનુ ગમે તેવું વચન મોટા મોટા મંત્રોથી પણ અધિક હતું, એ જેમને તેઓશ્રીનો મંત્ર મળ્યો છે, તેમને જ્ઞાત છે.

બીજા ગુરુઓ પોતાને પોતાનામાં કંઇ ન છતાં, સિદ્ધ, યોગી, કે ઇશ્વરતરીકે મનાવવાને પ્રયત્ન કરી રહ્યા છે, જ્યારે "હું તો એક સાધારણ બ્રાહ્મણ છું" એ પ્રમાણે કહી પોતાનામાં જાણે કંઇ જ નથી, એમ જણાવે;

છતાં જેમને પ્રભુશ્રીનો અનુભવ હતો તે તો જાણતા હતા, કે તે યોગીઓના પણ યોગી હતા, અને અનંત જ્ઞાનૈશ્વર્ય-સંપન્ન સાક્ષાત્‌ ઇશ્વિર હતા. સાચા યોગી, કે ઇશ્વરના અવતાર કેવા હોય છે, તેની બીચારા લોકોને કલ્પના પણ નથી. એક સાચા ગુરુ અથવા આચાર્ય કેવા હોઇ શકે, તેની જગતને પ્રતીતિ કરાવવા માટે જ પ્રભુશ્રીનું તનુ પ્રકટયું હતું.

એક ગુરુ, કે એક આચાર્યનું કેવું જીવન હોવું જોઇએ, તે સંપૂર્ણ અંશમાં પ્રભુશ્રીના જીવનમાં જેવું જોવામાં આવે છે તેવું અન્ય જીવનમાં નથી જ જોવામાં આવતું.

બહારથી હાલના ગુરૂઓ, કે આચાર્યો પોતાને પુરુષોત્તમ, ઇશ્વર, કે એવા જ કહેવરાવે છે, વળી પોતે બીજાના કરતાં પોતાને મોટા મનાવે છે છતાં વસ્તુતઃ અંતરથી તે દીન, અનેક પ્રકારની શિષ્યોની સ્પૃહાવાળા, સુક્તિ પ્રયુક્તિથી દ્રવ્ય કે અન્ય પદાર્થોને માગનારા, અને તેમની આ સ્થિતિમા તે દયાને પાત્ર હોય છે. પોતાના જ કલ્યાણનું ઠેકાણું નથી હોતું છતાં તે જગતના કલ્યાણની વાતો કરે છે, તે માત્ર તેમની પ્રતારણા જ છે.

જ્યાં ત્યાં બીજાને બોધ આપવો, લાંબાં લાંબાં ભાષણો કરવાં, લાંબા લાંબા લેખો લખવા, એ પ્રકારની પ્રવૃત્તિ આજે ચાલી રહી છે. આ પ્રકારની પ્રવૃત્તિથી બીજાનું કેટલું કલ્યાણ થાય છે, એ ઉઘાડું જ છે. જીવનપર્યંત નથી તો આ મહાશયોને બોધ, ભાષણ કે લેખો લખવામાંથી નિવૃત્ત થવાનો યોગ આવતો, કે નથી તો તેમના શ્રોતાઓ તે સાંભળવા વાંચવામાંથી બીચારા નિવૃત્ત થતા. તાત્પર્ય, કે આ બધી પ્રવૃત્તિનો કંઇ વિશેષ સાર જોવામાં આવતો નથી. પ્રભુશ્રીએ આ પ્રકારની પ્રવૃત્તિ કદી કરી નથી. કલાકો, દિવસો અને મહિનાઓનાં ભાષણથી જે બીજા નથી કરી શકતા તે પ્રભુશ્રી માત્ર એક બે વાક્યથી જ કરી શકતા અને પોતાની પાસે આવનારનું અત્યંત કલ્યાણ કરી શકતા, પછી શા માટે પ્રભુ આવી બધી નકામી ખટપટમાં

પડે ! સાચા કલ્યાણનો માર્ગ આથી જુદો જ છે, એમ જાણે પોતાની પ્રવૃત્તિવડે પ્રભુશ્રી કેમ ન દર્શાવતા હોય તેમ સ્પષ્ટ જણાતું હતું.

વળી પોતાશ્રીના જીવનઉપરથી એ પણ જણાતું હતું, કે ભાઇ રે ! તમે પ્રથમ તમારૂં પોતાનું કલ્યાણ કરો, પ્રથમ તમે સાચા જ્ઞાન સામર્થ્યને મેળવો અને પછી જગતનું કલ્યાણ કરવા નીકળવું હોય તો નીકળજો, તે વિના બધાં ફાંફાં છે. જે પોતે આ સંસારને તરી ગયા નથી તે બીજાને શું તારનાર હતા ?

દેશના સુધારકો પ્રજાને પાશ્ચાત્ય કેળવણી આપીને, પશ્ચિમના દેશો પ્રમાણે આ દેશમાં હુન્નર ઉદ્યોગ વગેરે વધારીને પ્રજાને સુખી કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આ પ્રકારની પ્રવૃત્તિથી જ પ્રજાની પ્રગતિ છે, પ્રજાની ઊર્ધ્વ ગતિ છે, પ્રજાને સુખશાંતિ મળનાર છે, એ પ્રમાણે દેશના આગ્રગણ્ય સુધારકો જ્યારે પ્રવૃત્તિ કરી રહ્યા હતા તે વખતે પ્રભુશ્રીએ પ્રકટ થઇને બતાવ્યું હતું, કે આ પ્રકારની પ્રવૃત્તિથી પ્રજાની સાચી પ્રગતિ નથી, સાચો વિકાસ નથી, સાચી ઊર્ધ્વ ગતિ નથી, અને તેનાથી પ્રજાને સાચી શુખશાંતિ મળનાર નથી, તથા તેનાં વિવિધ દુઃખ તથા ક્લેશ ટળનાર નથી. જ્યારે પ્રજા કેળવણી કેળવણી કરી રહી હતી, અને બી. એ., એમ. એ., સીવીલીયન, વગેરે પદવીઓ પ્રાપ્ત કરવાથી પ્રજાની ઉન્નતિ થાય છે, તે સુખી થાય છે, એ પ્રમાણે માનતી હતી તથા તે દિશામાં પ્રયત્ન કરી રહી હતી, તે વખતે પ્રભુશ્રીએ પ્રકટ થઇને જગતને બતાવ્યું હતું કે જુઓ હું ગુજરાતી બે ચોપડીઓ પણ નથી ભણ્યો તે છતાં, આ જગતનાં શાસ્ત્ર, અને વિદ્યામાત્રને જાણું છું, તમામ ભાષાઓને જાણું છું, તથા દુઃખ અને ક્લેશમાત્રનો અશેષ લય કરીને આ જગતમાં જે સર્વોત્કૃષ્ટ પદ છે તેને પ્રાપ્ત થઇને કૃતકૃત્ય થઇ રહ્યો છું. તાત્પર્ય કે જેને તમે વર્તમાને કેળવણી કેળવણી કરો છો, તેનો કંઇ જ વિશેષ અર્થ નથી પણ સાચી કેળવણી અથવા સાચી વિદ્યા એ જુદી જ વસ્તુ છે, અને તેને મનુષ્ય સર્પાતાં

વાંચતાં ન આવડે તો પણ મેળવી શકે છે, અને આ જગતમાં સર્વોપરિ સ્થિતિને પ્રાપ્ત થઇ શકે છે. ભગવાન નૃસિંહાચાર્યજીના—

" લહી મહિમા જે પદનો અમરો, મનમાં અતિ મુઝાય;
સકલ કલાને વિદ્યા સઘળી, જે પદપતિ અળપાય; "

આ વચનપ્રમાણે પોતાના ચરણમાં વિદ્યામાત્ર નિવસતી હતી

આ પંક્તિઓમાં જે સ્થિતિ જણાવવામાં આવી છે, તે સ્થિતિને પ્રભુ ગુજરાતી બે ચોપડીઓ ભણ્યા છતાં પ્રાપ્ત કરી શક્યા હતા. કેળવણીનાં રણશીંગાં ફુંકનાર જોઇ શકશે કે વર્તમાન કેળવણીથી પ્રજાનો કોઇ વાસ્તવ વિકાસ થતો નથી. પણ જે માર્ગે પ્રભુશ્રી વહ્યા હતા તે માર્ગે વહેવાથી વર્તમાન કેળવણી મનુષ્ય ન લે તો પણ તે વિદ્યામાત્રના પારને પામે છે. જે લોકો મોટા મહામહોપાધ્યાય જેવા વિદ્વાન ગણાય છે અને જે મગજમાં પોતાની વિદ્વત્તાનો કાંકો રાખે છે તે પ્રભુશ્રીની વિદ્યાના કરોડમા અંશને પણ પ્રાપ્ત ન હતા.

એક પ્રસંગે બાબલો નિશાળે જતો નહતો. પૂજ્ય સૂરજબા વગેરે તેને નિશાળે જવાને ધમકાવતાં હતાં. તે વખતે પ્રભુશ્રી ત્યાં આવી ચડ્યા. આ પ્રસંગે હું ત્યાં હાજર હતો. તે વખતે પ્રભુશ્રીએ કહ્યું, કે **શીદ એને ત્રાસ આપો છો ? હું ક્યાં ભણ્યો છું ?** " વર્તમાન કેળવણીની કેટલી મહત્તા છે, અથવા માનવ જીવનમાં તે કેટલીક ઉપયોગી છે, તે દર્શાવવાને જાણે પ્રભુશ્રી આ વચનો કેમ ન બોલ્યા હોય !

જ્ઞાનની અને સ્વદેશસેવાની વાતોમાં જ્યારે લોકો આચાર વિચારને ભૂલી જતા હતા, અને શુદ્રજેવાં આચરણ કરવા લાગ્યા હતા તે વખતે પ્રભુશ્રીએ પ્રકટ થઇને શુદ્ધ આચાર વિચાર કેવા હોય છે, તેનું પાલન કરવાથી શરીરશુદ્ધિ તથા ચિત્તશુદ્ધિ કેવી રીતે થાયછે, અને આ પ્રકારે શુદ્ધ થએલા ચિત્તમાં ચૈતન્ય પરમાત્માનો કેવો પ્રકાશ પડે છે, અને તેનામાં કેવાં જ્ઞાનઐશ્વર્ય પ્રકટે છે તે દર્શાવી આપ્યું હતું.

પોતે આવી ઉત્તુંગ દશાને અથવા સિદ્ધ દશાને પ્રાપ્ત છતાં, આચાર વિચારના નિયમનું કદી પોતે વિસ્મરણ કર્યું નથી, કે તેમાં કદી સ્ખલન કર્યું નથી. આ સંબંધમાં વાર્તા નીકળતાં પ્રભુશ્રીએ **તત્ત્વશુદ્ધિ અને સત્ત્વ-શુદ્ધિ** એ બે વસ્તુનું માહાત્મ્ય જણાવ્યું હતું.

લોકો માત્ર અંતર શુદ્ધિની વાત કરે છે, પણ તે અંતર શુદ્ધિનો અથવા સત્ત્વ શુદ્ધિનો આધાર બાહ્ય શુદ્ધિ અથવા તત્ત્વશુદ્ધિ ઉપર હોય છે, તે જાણતા નથી જ્ઞાનપ્રદીપ તે જ શરીરમા પૂર્ણપણે પ્રકાશે છે, કે જે શરીરમાં સત્ત્વ શુદ્ધિ અને તત્ત્વ શુદ્ધિ બન્ને કરેલી હોય છે. **તત્ત્વશુદ્ધિ** એટલે આ શરીરના પરમાણુની શુદ્ધિ. આ પ્રથમ પગથીઉં છે, અને તેને લોકોએ વિસારી દેવાતું નથી. શરીરના પરમાણુની અશુદ્ધિ, એ એક પ્રકારનો મલ છે, અને ટળ્યાવિના આત્મજ્યોતિ અથવા પરમાત્મજ્યોતિ ઘટમાં ઝળહળતી નથી. આ **તત્ત્વશુદ્ધિ** આ પ્રકારે થાય છે.

શાસ્ત્રમા જણાવ્યાપ્રમાણે શૌચસ્નાનના નિયમો પાળવા જોઇએ, જે લોકો પવિત્રતા પાળતા નથી અને સ્નાન આદિથી શરીરને સ્વચ્છ રાખતા નથી તેમના શરીરના પરમાણુઓ મલિન રહે છે. જે નાહીને સ્વચ્છ ધોએલા વસ્ત્ર પહેરતા નથી, તેમના શરીરના પરમાણુઓની પણ શુદ્ધિ થતી નથી. જે ન ખાવા યોગ્ય પદાર્થો ખાય છે, જે જેમનુ ન ખાવું જોઇએ તેમનું ખાય છે, અથવા જેમનુ રાંધેલું ન ખાવું જોઇએ તેમનું રાંધેલું ખાય છે તેમના શરીરના પરમાણુઓ પણ વિશુદ્ધ હોતા નથી અને તેમના શરીરની તત્ત્વશુદ્ધિ થતી નથી. જો વિવેકી અને બુદ્ધિમાન મનુષ્યો સાવધ રહીને પ્રથમ આ પ્રકારની તત્ત્વશુદ્ધિ કરે છે તો તેમની સત્ત્વશુદ્ધિ સત્વર થાય છે, અને તેમના ઘટમા જ્ઞાનપ્રદીપ સત્વર પ્રકાશે છે તત્ત્વ-શુદ્ધિ સત્ત્વશુદ્ધિમાં બહુ ઉપકારક છે.

લોકો આજે માત્ર આંતર શુદ્ધિની જ વાતો કરી રહ્યા છે, પણ તે બીચારા જાણતા નથી, કે આ પ્રકારની શરીરની શુદ્ધિ વિના આંતર શુદ્ધિ થતી નથી. આંતર શુદ્ધિ કરવી એ કંઇ સહજ નથી.

સત્વ શુદ્ધિ એટલે અંતરની અથવા અંતઃકરણની શુદ્ધિ. સત્ય બોલવું, પ્રાણી માત્ર ઉપર દયા રાખવી, સર્વ ઉપર પ્રેમભાવ રાખવો, યમ નિયમનું પાલન કરવું, પ્રાણાયામ કરવા, સંયમ કરવો, ભગવાનનું ભજન કરવું, સંતસમાગમ કરવો, એ વગેરે છે કામ ક્રોધનો જય કરવો. એ વગેરે વડે અંતઃકરણની શુદ્ધિ થાય છે. આ બે પ્રકારની શુદ્ધિ જેનામાં થએલી છે, તેના ઘટમાં પરમાત્મજ્યોતિ પોતાનો પ્રકાશ પૂર્ણિમાના ચંદ્રમાની પેઠે પ્રકાશે છે. પ્રભુશ્રીમાં આ જ્યોતિ આ પ્રમાણે સંપૂર્ણપણે પ્રકાશી હતી તેમાં પ્રભુશ્રીની અનુપમ તત્વ શુદ્ધિ અને અનુપમ સત્વ શુદ્ધિ, એ કારણ હતું. જેઓનામાં આ આત્મજ્યોતિનો પ્રકાશ બીજા પ્રકારના પ્રયત્ન કરવા છતાં ન ઝળહળતો હોય તેમણે આ બે પ્રકારની શુદ્ધિ પ્રાપ્ત કરી જોવી, એટલે સમજાશે, કે કેવો હિતકર પરિણામ આવે છે. વર્તમાન પ્રજા ભલે જ્ઞાનની, અને વિચારમાર્ગની કે એવી બીજી વાતો કરી હજારો પ્રયત્ન કર્યા કરે, પણ જ્યાંસુધી તે આ બે પ્રકારની શુદ્ધિને પોતાનામાં નહિ કરે ત્યાં સુધી તેનો સાચો આધ્યાત્મ વિકાસ થવાનો નથી.

પ્રાચીન કાળના ઋષિમુનિઓના જીવનને જોઇએ છે તો જણાય છે કે તે હમેશા ઉપાસનામય જીવન ગાળતા હતા અને આ પ્રમાણે ઉપાસનામય જીવન ગાળીને તેઓ જ્ઞાનને પ્રાપ્ત કરતા હતા. આજે તો લોકોને આરામ ખુરશીમાં પડ્યા પડ્યા વેદાંતના પુસ્તકો વાંચીને આ જ્ઞાન જોઇએ છીએ. વળી કઇ લોકો જાણે વાચનથી જ તે પ્રજામાં પ્રકટી જશે, એમ ધારીને હજારો પુસ્તકોનો પ્રચાર કરવા લાગ્યા છે. કંઇ જનો ભાષણોથી જ તે પ્રાપ્ત થશે એમ ધારીને ભાષણો કરવા લાગ્યા છે અને શ્રોતાઓ પણ એકાદ કલાક કોઇ દહાડો આવું ભાષણ સાંભળી આવ્યા એટલે તે પ્રાપ્ત થઇ જશે, એમ માનીને ભાષણો સાંભળવામાં જ સર્વ શ્રેય માનવા લાગ્યા છે. પરંતુ આ પ્રકારની પ્રવૃત્તિથી આ દેશમાં કેટલા સાચા જ્ઞાની પાક્યા છે તે દર્શાવવાને દીવાની જરૂર પડે તેમ નથી. આવા સમયમાં પ્રભુશ્રીએ પ્રકટ થઇને જણાવ્યું હતું, કે ભાઇ રે ! આ પ્રમાણે માત્ર વાંચે, સાંભળે અને

વાનો કરે જેને તમે શાસ્રો અને અનુભવી પુરુષો અનુભવજ્ઞાન કહે છે તે પ્રકટવાનું નથી. પણ તે તો માત્ર ઉપાસનાવડે જ પ્રકટે તેમ છે. પ્રભુશ્રીએ પ્રથમાવસ્થામાં લોક સંપ્રદાયે તીવ્ર ઉપાસના કરી હતી અને જગતને બતાવ્યું હતું, કે જો તમે દુઃખનો અત્યંત જય જ કરવા ઇચ્છતા હો, જો તમે પરમેશ્વરને પામવા ઇચ્છતા હો, અને જો તમે પરમાનંદને મેળવવા ઇચ્છતા હો, તો ઉપાસનામાં વળો. ઉપાસનાવિના તમારી સિદ્ધિ નથી.

ઓછામાં ઓછો સમય પ્રભુશ્રી ત્રણ કલાક સાધનમાં ગાળતા હશે, એમ જણાય છે. આરંભમાં તો ઘણો વખત પ્રભુશ્રી સાધનમાં ગાળતા હશે પ્રભુશ્રીના જીવન ઉપરથી આ લેખક એવું અનુમાન કરી શકે છે, કે જે પોતાના જીવનમાં છથી ત્રણ કલાક એક ચિત્તે શાન્તિથી સાધન સાધે છે તે થોડાં જ વર્ષમાં આ જ જીવનમાં કૃતકૃત્ય થઇ રહે છે. જે ત્રણ કલાક ગાળે છે,તે પણ આ જીવનના અંતસુધીમાં જીવનમુક્તિને પામે છે, પણ આ ક્રમ નિત્ય નિયમિત અખંડિતપણે ચાલવો જોઇએ. પ્રેમરૂપ અધિકારી હોવો જોઇએ એ કહેવાની જરૂર નથી. જેનામાં અધિકાર નથી હોતો તેનામાં સાધનો સાધવાથી તે આવે છે. આપણું નિશાન સાધનો સાધનાપ્રતિ હોવું જોઇએ.

એક ગુરુ અથવા આચાર્યતરીકે પ્રભુશ્રીનુ એવું તો ઉત્તમ અને સંપૂર્ણ જીવન હતું, કે તેનું વર્ણન કરવું આ લેખક અશક્ય માને છે.

ગુરુ અથવા આચાર્યમાં બ્રહ્મનિષ્ઠપણું, અને શ્રોત્રિયપણું હોવું જોઇએ, એમ શાસ્ત્ર કહે છે. પ્રભુશ્રીની બ્રહ્મનિષ્ઠતા અદ્‌ભુત હતી. પોતે સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ જ હતા. મનુષ્યશરીરમાં સર્વત્ર બ્રહ્મતત્ત્વ પ્રકાશવાથી અથવા તેનો અપરોક્ષ અનુભવ થવાથી તે શરીરી કેવી લીલા કરે છે એ જેણે તે શરીરીને જોયા હોય છે તે જ જાણી શકે છે. પ્રભુશ્રી ગુજરાતી બે ચોપડીઓ ભણ્યા હતા, છતાં જ્યારે સમર્થ વિદ્વાનો પ્રભુ પાસે આવતા ત્યારે પ્રભુશ્રીને જોતાં તેમની સ્થિતિ સૂર્યનો ઉદય થતા એક આગીઆની કે તારાઓની થાય તેવી થતી હતી. પ્રભુશ્રીનુ વાતાવરણ જોતાં જ તેમને પોતાની ક્ષુદ્રતા

સમજતી હતી. કોઇ વાતોનો પ્રસંગ નીકળે તો, પ્રભુશ્રી આવા પ્રસંગે ઉપનિષદ, બ્રહ્મસૂત્ર, કે ગમે તે શાસ્ત્રમાંથી પ્રમાણ આપે. પ્રભુશ્રીની દૃષ્ટિ આગળ શાસ્ત્રમાત્ર જેમ ઉઘાડાં પત્રાં હોય તેમ જણાતું, અને તેમને જેમાં જેમાંથી જે જે પ્રમાણ કે જે જે વાક્ય જોઇએ તે આવીને પોતાના આગળ ખડું થતું. પ્રભુશ્રીની શ્રોત્રિયતા આ પ્રકારની હતી. વિદ્યામાત્ર, જ્ઞાનમાત્ર અથવા શાસ્ત્રમાત્ર જે પદમાંથી પ્રકટ્યાં છે તે પદથી પ્રભુશ્રીનો અભેદ હોવાથી પ્રભુશ્રીને આ વિષયમાં કંઇ જ અજ્ઞાન ન હતું. પ્રભુશ્રીની નિરાવરણ અને સર્વજ્ઞ દૃષ્ટિને બ્રહ્માંડભરમાં કંઇ જ અજ્ઞાત ન હતું.



# પ્રભુશ્રીનું જ્ઞાન સામર્થ્ય.

જેમણે આગીયા જ જોયા હોય, જેમણે દીપક જ જોયા હોય, જેમણે તારા જ માત્ર જોયા હોય, તેમને સૂર્ય તો આવો છે, તેની કલ્પના હું કેવી રીતે કરાવી શકીશ ? આ લોકોને જો સૂર્યની અને તેમાં પણ મધ્યાહ્નના સૂર્યની કલ્પના કરાવી શકાય તો પ્રભુશ્રીના અનંત જ્ઞાનસામર્થ્યની અને અનંત ઐશ્વર્યની કલ્પના હું જગતના જીવોને કરાવી શકું ? શાસ્ત્રો ઇશ્વરને અનંત જ્ઞાનઐશ્વર્યસંપન્ન કહે છે, તેની યથાર્થતા પ્રભુશ્રીને જોવાથી જ સમજાતી હતી. જેમણે સૂર્યને ન જોતાં આગીઆ, દીપક કે તારાને જ જોયા છે, તે તેમને જ સૂર્ય માની લે છે; પણ સૂર્ય અને આ સર્વની વચ્ચે કરોડો ગાઉનું અંતર છે. સૂર્યની કલ્પના સૂર્યને જોવાથી થઇ શકે છે. ઇશ્વર અથવા પરમેશ્વરની કલ્પના આવાં લીલાતનુઓ જ કરાવી શકે છે.

હશે, જ્ઞાન સામર્થ્યયુક્ત બીજા અવતારો આ સૈકામાં, અથવા પૂર્વના સૈકામાં થયા હશે, પણ આ પુરુષના જ્ઞાન સામર્થ્યની તો અવધિ ! લેખકે ઘણા યોગીઓ, સિદ્ધો અને આ અથવા તે પૂર્વના સૈકામાં થઇ ગયેલા ઈશ્વરના અવતાર મનાતા પુરુષોનાં જીવનચરિત્ર વાંચ્યાં છે, કોઇ કોઇ પુરુષોને તો સ્વચક્ષુપા પણ જોયા છે, પણ આ પુરુષમાં જેવાં જ્ઞાન સામર્થ્યની ઝળહળતી દીપ્તિ જોવામાં આવતી હતી, તે તો અનુપમ, અદ્વિતીય અને કોઇ અદ્દભુત જ હતી. મધ્યાહ્નના સૂર્યજેવાં આ પુરુષનાં જ્ઞાન ઐશ્વર્ય ઝગહગ ઝગહગ થતાં હતાં. ઇશ્વરના અંશભૂત મનાતા, ઇશ્વરના અવતાર-તરીકે મનાતા પુરુષોમાં જ્ઞાન ઐશ્વર્યની કળા મનુષ્યકરતાં ઘણી વિશેષ પ્રકટ જોવામાં આવે છે. પરંતુ આ પુરુષમાં આ કળા એટલી તો પ્રકટ જણાતી હતી, કે કંઇ કહેવાની વાત નહિ. બીજા મહાપુરુષોને નીચી કોટીમાં મૂકવાની લેખકની કોઇ પણ રીતે ઇચ્છા નથી, કે તેવો તેના કહેવાનો ભાવ નથી. સર્વને તે પૂજ્ય બુદ્ધિથી જ જુએ છે; તેમ છતાં

એકમાં જે હોય છે, તે અન્યમા નથી હોતું, અને બીજામાં હોય છે તે ત્રીજામાં નથી હેતુ આ પ્રમાણે સર્વમાં એક પ્રકારની વિશેષતા હોય છે અથવા એક એકની વિશિષ્ટતા હોય છે, તે પ્રમાણે આ પુરૂષમાં એક પ્રકારની વિશિષ્ટતા હતી.

ભગવાન્ રામચંદ્રમાં જેમ એક પ્રકારની વિશેષતા હતી, ભગવાન્ કૃષ્ણચંદ્રમા જેમ એક પ્રકારની વિશેષતા પ્રત્યક્ષ થતી હતી, ભગવાન્ નૃસિંહાચાર્યજીમા જેમ એક પ્રકારની વિશેષતા પ્રતીત થતી હતી, ભગવાન્ રામકૃષ્ણ પરમહંસમા જેમ એક પ્રકારની વિશેષતા દષ્ટિગોચર થતી હતી, તેમ આ પુરૂષમા પણ એક પ્રકારની વિશેષતા હતી. આ વિશેષતા તે તેમના જ્ઞાનસામર્થ્યની હતી આ પુરૂષમાં જ્ઞાન સામર્થ્ય એટલાં તો પ્રકટ હતા, એટલા તો ઝળહળી રહ્યા હતા, કે તે જેમ કોઇ ઝરો ઉભરાઇ જતો જણાય તેમ ઉભરાઇ જતા જણાતાં હતા હાલતાં ચાલતા આ જ્ઞાન સામર્થ્ય તેમના અંગે અંગમાથી ઉભરાઇ જતાં હતા, અને તેના ઝળકારા આમનેમ રેતાઇ જતા હતા એમના જીવનમા હાલતા ચાલતા ચમત્કાર થઇ જતા હતા, તેનુ કારણ એ જ હતુ, કે તેમનું સામર્થ્ય, તેમનું ઐશ્વર્ય ઉભરાઇ જતુ હતું. તેમના જીવનઉપરથી વસ્તુસ્થિતિ ન સમજનારને એમ જણાવાનો સંભવ છે, કે તેમણે જાણી જોઇને ચમત્કારો કર્યા હશે. પરંતુ સત્ય વાર્તા તેવી નથી. જાણી જોઇને તો તેમણે કોઇ ચમત્કાર, ચમત્કાર બતાવવાની ખાતર તો કર્યો જ નથી; પરંતુ અબજાધિપતિ ગમે તેટલુ ઓછું ખરચ કરે તોપણ, તેનાથી હજારો રૂપૈઆ સહજ ખરચાઇ જાય છે તેમ આ પ્રભુશ્રી કંઇ પણ ચમત્કારની ખાતર કરતા ન હતા, તે છતા સ્વાભાવિક રીતે જ તેમના જીવનમા હમેશા કંઇને કંઇ ચમત્કાર થઇ જતા હતા ખરી રીતે જોઇએ તો તેમણે પોતાના અનંત જ્ઞાનૈશ્વર્યને અપ્રકટ રાખવાનો, ગુપ્ત રાખવાનો જ પ્રયત્ન કરેલો છે, તે છતા પણ મધ્યાહ્નના સૂર્યનો પ્રકાશ જેમ છુપાવ્યો છુપી શકતો નથી તેમ પોતે પોતાના અનંત જ્ઞાન ઐશ્વર્યને અપ્રકટ, ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરતા હતા

છતાં પણ તેનાં કિરણો આમથી તેમથી દૃષ્ટિએ પડ્યાવિના રહેતાં ન હતાં. આવા અનંત ઐશ્વર્યને શી રીતે ગુપ્ત રાખવું, એ જ મને તો કઠિન જણાતું હતું. ઐશ્વર્ય પ્રકટ કરવું સહજ છે, પણ તેને ગુપ્ત રાખવું કઠિન છે. પ્રભુશ્રી પોતાના અનંત ઐશ્વર્યને ગુપ્ત રાખી શકયા હતા, તેમાં જ મને તો તેમની પ્રભુતા જણાતી હતી. અનંત ઐશ્વર્યસંપન્ન છતાં એક સામાન્ય મનુષ્યતરીકે લીલા કરવી એ કાર્ય સહજ નથી; અને તે એક ઇશ્વર જ કરી શકવાને સમર્થ છે. મનુષ્ય પાસે બે પૈસા આવતાં તે છલકાઇ જાય છે, તો અનેક સિદ્ધિઓ જેમના ચરણમાં નિવસતી હતી, તે પોતે એક સાધારણ મનુષ્યની પેઠે કેવી રીતે વર્તી શકતા હશે, એ એક સામાન્ય વાર્તા નથી ! અને આ વાર્તા જોતાં તેમણે કરેલા ચમત્કાર વસ્તુતઃ કંઇ જ નથી, એમ સ્પષ્ટ થાય છે.

આ મહાપુરુષની વિશેષતા જ એ હતી, કે તેમનામાં જ્ઞાન ઐશ્વર્ય મધ્યાહ્નના સૂર્યની પ્રભાજેવાં ઝળહળતાં હતાં, અને તેથી તેમનાથી હાલતાં ચાલતાં જેને લોકો ચમત્કાર કહે છે તેવા ક્રિયાઓ થઇ જતી હતી. પોતાને મન જે સાધારણ વાર્તા હતી, તે લોકોને મન મોટા ચમત્કારજેવું હતું. આ પ્રમાણે હોવાથી જ તેમના જીવનમાં ડગલે અને પગલે ચમત્કાર થયેલા જણાતા હતા. જાણી જોઇને તેમણે કોઇ ચમત્કાર કર્યો નથી. અને શા માટે તે આવા ચમત્કાર કરે ? કોના આગળ તે આવા ચમત્કાર કરે ? જીવદશાવાળા અલ્પશક્ત, અને દીન જીવોઆગળ શા માટે તે આ પ્રમાણે ચમત્કાર કરે ? બીચારા દીન જીવો તેમને આ ચમત્કારના બદલામાં શું આપી શકવાના હતા ? આઠે અથવા ચોવીસે સિદ્ધિઓ જેમનાં ચરણ તળાંસતી હતી, તેમને જગતના જીવોની શી સ્પૃહા હોઇ શકે ?

પ્રભુશ્રી પાસે કોઇ આવે તો તેના ભૂત ભાવિ જન્મનું પોતાને ઇચ્છા કરતાં તરત જ્ઞાન થતું. પ્રભુ ઇચ્છા કરે તો તેના ભૂત બે ચાર કે તેથી પણ વધારે જન્મનું જ્ઞાન થતું. આ પ્રમાણે હોવાથી તેને કોઇ દુઃખ હોય તો તે કયા કારણને લેઇને છે, તેનો સંબંધ જેમની સાથે થયો છે તે કયા

કારણોને લેઇને થયો છે, તે પ્રભુશ્રીને તરત જણાતું. આ પ્રમાણે હોવાથી પ્રભુશ્રી તેના દુઃખનું વાસ્તવ કારણ જાણી જતા અને તેનો સાચો પ્રતિકાર પ્રભુશ્રી બતાવતા, અને તેનું દુઃખ દુર થયા વિના રહેતું નહિ. કયાં કર્મનું કયું ફળ છે, તે પ્રભુશ્રી સઘ જાણી લેતા અને તેથી દુઃખના ખરા કારણને ડામવાનો જ ઉપાય પ્રભુશ્રી દર્શાવતા.

કયા શાસ્ત્રમાં શું છે તે જાણવું પ્રભુશ્રીને સહજ હતું. યોગ, વેદાંત, પુરાણ, જ્યોતિષ્ સ્વર, શિલ્પ વગેરે તમામ શાસ્ત્રો પ્રભુશ્રીને સંપૂર્ણપણે જ્ઞાત હતાં. જ્યોતીષ્ જેવું કઠિન શાસ્ત્ર પ્રભુશ્રી એવું તો ઉત્તમ પ્રકારે જાણતા હતા, કે કંઇ કહેવાની વાત નહિ. જ્યોતિષ્માં મહાવિદ્વાન્ ગણાતા વિદ્વાનો પ્રભુશ્રી આગળ કંઇ જ જાણતા નથી, એમ થતું હતું. જ્યોતિષ્ની એવી એવી ઝીણી ઝીણી બાબતો પોતે જણાવે કે આ બિચારા આશ્ચર્ય-ચકિત થઇ જાય અને સહજ સ્વભાવે જ પ્રભુશ્રી આગળ પોતાનું માથું નમાવે. કયા ઠેકાણે કેટલે ઉંડે કેવું પાણી છે તે પ્રભુશ્રી જ્યોતિષ્ના આધારે કહી શકતા. કયા ઠેકાણે કેટલે ઉંડે, કઇ જાતનું કેટલું દ્રવ્ય રહેલું છે તે પ્રભુશ્રી તરત જ જાણી જતા. આ વખતે અમુક ઘરમાં અમુક માણસ ઘરમાં કયા ઠેકાણે બેઠો છે, તે શું કરે છે, વગેરે પ્રભુશ્રી જ્યોતિષ્ના નિયમથી સૌરાષ્ટ્રના એક વિદ્વાન્ જોશીને જણાવતા મેં જાતે જોયા છે. અમુક મનુષ્યને કયા ગ્રહની પીડા છે તે ક્યાં સુધી રહેશે, તેને માટે કયો પ્રતિકાર કરવો જોઇએ, એ એટલું ચોકસ અને ઉત્તમ પ્રકારે પ્રભુશ્રી જણાવતા, કે કંઇ કહેવાની વાત નહિ. આવા પ્રસંગે પ્રભુશ્રી વાર્તા કરે તે ગ્રામ્ય ભાષામાં બોલે અને અશુદ્ધ સંસ્કૃત; પણ એમ પણ જ્યાં વિદ્વાનો સાથે વાર્તા થાય તે વખતે પ્રભુશ્રી પ્રમાણ આપતી વખતે શ્લોક બોલે તે શુદ્ધ બોલે. અથવા સામા મનુષ્યને પૂછે, કે અમુક શ્લોક છે તેનો શો અર્થ છે તે કહો, આ પ્રમાણે પોતે કહેતા. જે ઉપરથી સ્પષ્ટ થતું, કે પ્રભુશ્રીને કશું જ અજ્ઞાત નથી. કોનું કેટલું આયુષ્ છે તે તરત પોતે જાણી જતા. પણ બે વાતો પ્રભુશ્રી બનતાસુધી કોઇને કહેતા નહિ. તે બે વાતો

આ હતી. એક કોઇ પૂછે, છે કે અમુકનું કે મારૂં મૃત્યુ ક્યારે છે તો તે વખ્તે પ્રભુશ્રી કહેતા, કે ભાઇ ! એ વાતની મને ખબર પડતી નથી અથવા હું એ વાર્તા કોઇને કહેતો નથી. બીજી વાત એ હતી, કે કોઇ પુછે કે હું અમુક રૂનો કે બીજો સટ્ટો કરૂં ? અથવા મારા ઘરમાં કોઇ કહે છે કે ધન છે તે વાર્તા ખરી છે ? તો પ્રભુશ્રી તેને કહેતા કે મને તેની સમજણ પડતી નથી સટ્ટાની વાત હુ કોઇને કહેતો નથી કે ધનની વાતની મને ખબર પડતી નથી જો હું તેવું જાણતો હોત તો હુંજ ધનના ઢગના ખોદી લાવીને ધનાઢ્ય ન થઇ જાત, વગેરે વગેરે તાત્પર્ય, કે આ બે વાર્તા પ્રભુશ્રી કોઇને બનતાસુધી કહેતા નહિ. તેમ છતા એમને યોગ્ય જણાય તેમને તે પણ કહેતા હતા તેમ છતાં કોઇનો વ્યાધિ અસાધ્ય હોય અને ન મટે તેવો હોય અને તેનુ મરણ જ થનાર હોય તો પ્રભુશ્રી એવી સૂચના કરે, કે ભાઇ શરીર છે એનો શું વિશ્વાસ ? અમુક દિવસસુધી એના ગ્રહ બહુ નબળા છે વગેરે વગેરે. પ્રભુશ્રીની વાણી જ કોઇ અદ્‌ભુત હતી એક એક શબ્દ બહુ મુલ્યવાન નીકળે સમજનાર જ તે સમજી શકે સ્વરોદય શાસ્ત્રના પોતે સપૂર્ણ જ્ઞાતા હતા ગામડાના લોકો સ્વરોદય શાસ્ત્ર એ શી વસ્તુ છે, તે સમજતા નહિ, અને તેથી મહારાજે સરોદો સાધ્યો છે તેથી ભૂત ભવિષ્ય કહે છે, એ પ્રમાણે કહેતા સરોદો એટલે કોઇ ભૂત પિશાચ, એવા અર્થમા લોકો કહેતા. સ્વરશાસ્ત્રથી ત્રિકાળ જ્ઞાન પ્રાપ્ત થાય છે, એ પ્રમાણે પ્રભુશ્રી કહેતા આ સ્થળે લેખક સ્વરોદયશાસ્ત્ર લખવા બેઠા નથી, કે તે કેવી રીતે તેનાથી પ્રાપ્ત થાય છે, તેનુ વિવરણ કરે. પરતુ સ્વલ્પમા એટલુ જ તે જણાવે છે કે પ્રભુશ્રી સ્વરોદય શાસ્ત્ર એટલું તો ઉત્તમ પ્રકારે જાણતા હતા, કે કઇ કહેવાની વાત નહિ પોતે સ્વમુખે કહેતા, કે સ્વરશાસ્ત્રથી ત્રિકાળ જ્ઞાન મનુષ્યને પ્રાપ્ત થાય છે આ સ્વરશાસ્ત્રના આધારે પોતે વ્યતિપાતને દિવસે પણ લગ્ન કરાવે ના છે. સ્વરશાસ્ત્રમા વૈધક વ્યતિપાત વગેરે કોઇપણ જ્યોતિષ્-શાસ્ત્રનો કુયોગ નડતો નથી, એટલું તે સર્વોપરિશાસ્ત્ર છે.

એક પ્રસંગે એક જીજ્ઞાસુએ ષટ્‌ચક્રસબધમા પ્રશ્ન પૂછેલો તે વખ્તે [illegible]

મહદ્ આશ્ચર્ય થયું હતું. પોતે સ્વયમ્ સાક્ષાત્ જોઈની જેમ સર્વ વર્ણન કરતા હોય તેમ વર્ણન કરી બતાવ્યું હતું, કે જેવું વર્ણન યોગશાસ્ત્રના કોઈપણ પુસ્તકમાં મળી આવવાનો સંભવ નથી. પ્રાણાયામના પણ અનેક નવાનવા પ્રકારો પોતે જણાવતા. એક પ્રસંગે પોતે કહેલું, કે આ પગના અંગૂઠાથી પણ પ્રાણનું આકર્ષણ થઈ શકે છે. આવા આવા શાસ્ત્રોમાંથી શોધ્યા ન જડે તેવા નવા નવા યોગના માર્ગો સંબંધમાં પોતે વાર્તા કરતા. પરંતુ શોચનીય એટલું જ છે કે કોઈએ આ સર્વમાંથી થોડી ઘણી પણ નોંધ રાખી નથી.

વૈદકશાસ્ત્રમાં પણ પ્રભુશ્રીની ઘણી પ્રવિણતા હતી. જૂદા જૂદા રોગના જૂદા જૂદા અનનવા ઉપાયો પ્રભુશ્રી બતાવે અને તે રામબાણ નીવડે. વૈદકશાસ્ત્રનું પ્રભુશ્રીને ઘણું સૂક્ષ્મ જ્ઞાન હતું. સૂર્ય ચંદ્ર સાથે અને નક્ષત્રો સાથે કયા કયા પદાર્થોને સંબંધ છે તે પ્રભુશ્રી ઉત્તમ પ્રકારે જાણતા હતા. અમુક નક્ષત્રમાં અમુક વનસ્પતિ લાવીને અમુક રોગવાળાને અમુક રીતે આપવામાં આવે તો તેનો અમુક રોગ મટી જાય છે, એવી એવી અનેક બાબતો પોતે જણાવતા

મંત્રશાસ્ત્રમાં તો પોતે બીજા શંકર હતા. મંત્રમહોદધિ જાણે જીહ્વાએ હોય તેમ જણાતું. મંત્રોની રચના પોતે નવી જ પદ્ધતિથી કરતા. શાસ્ત્રને જોતા નહિ. બીજાક્ષર પણ પોતાને ફાવે તે મૂકી દે. હુત દ્રવ્ય પણ પોતે શાસ્ત્રમાં ન હોય તેવાં બનાવે. અમુક મંત્રનું આ રીતે બ્રહ્માસ્ત્ર બનાવી શકાય, આ રીતે અગ્ન્યાસ્ત્ર બનાવી શકાય, એવી એવી પોતે કંઈ કંઈ અદ્‌ભુત વાતો મંત્રશાસ્ત્રસંબંધમાં કરે. અને તે ગપાષ્ટક નહિ, કે શાસ્ત્રની નહિ પણ અનુભૂત અને પ્રમાણભૂત. બ્રાહ્મણોની મહત્તા ક્યાં ક્યાં કારણોથી છે, એ પ્રભુશ્રી પ્રસંગે પ્રસંગે જણાવતા, અને કહેતા, કે પવિત્ર બ્રાહ્મણને આ જગતમાં દુઃખ અને દીનતા રહેલાં નથી. બ્રાહ્મણને અધીન સર્વ દેવો રહે છે.

બ્રાહ્મણને મંત્રો નહિ ફળવામાં તેમની ભૂમિકા શુદ્ધ નથી એ જ મુખ્ય કારણ છે. જો ભૂમિકા શુદ્ધ હોય તો તેને કંઇ જ અશક્ય નથી. ભૂમિકા શુદ્ધ નહિ હોવાનાં આ કારણો પ્રભુશ્રી પ્રસંગે પ્રસંગે જણાવતા અને તેના ઉપર વિશેષ ભાર મૂકતા. પરાન્ન, પ્રતિગ્રહ, જાદુ. અને પરસ્ત્રીમાં માતૃબુદ્ધિ નહિ હોવી તે. જે પરાન્ન જમે છે, જે પ્રતિગ્રહ કરે છે, જે અન્યાય અનીતિ, અધર્મ, કે પ્રપંચથી બીજાનો પૈસો મેળવે છે, જેની વાણીમાં અસત્ય રહેલું છે, અને જે પરસ્ત્રીને માતાપ્રમાણે ગણતા નથી તેમને ગમે તેટલી મહેનત કરવા છતાં પણ મંત્રો ફળતા નથી, અથવા સિદ્ધ થતા નથી. આ બાબતો ઉપર પ્રભુશ્રી બહુ ભાર મૂકતા.

પોતાને ત્યાં રહેનાર બ્રાહ્મણો પાસે પોતે કંઇ કંઇ બીજાના નિમિત્તે પ્રયોગો કરાવતા અને તે સર્વ ધારેલા કાળમાં સિદ્ધ થતા. પોતાશ્રીએ બીજાને બતાવેલા પ્રયોગો પણ આ જ પ્રમાણે સફળ થતા. અધિકારિ જોઇને પ્રભુશ્રી પ્રયોગ બતાવતા.

પ્રભુશ્રી વાતો કરનારની કંઇ મહત્તા ગણતા નહિ. મંત્ર શાસ્ત્રમાં આમ છે, અને તેમ છે, અમુક શાસ્ત્રમાં આમ છે અને તેમ છે, હું તો અમુક કરું છું અને અમુક કરું છું, એ પ્રમાણે પોતાના આગળ આવીને કોઇ વાતો કરતું, તો પોતે કહેતા, કે મહારાજ ! બધું તો ખરું, પણ તમે વાતો જ કરી જાણો છો, કે આમાંથી કંઇ સિદ્ધ કર્યું છે ? આ પ્રશ્નનો જવાબ તે નામાં આપે તો પ્રભુશ્રી કહેતા, કે બળી તમારી વાતો. જવા દો એ વાતો; વાતોનો શું અર્થ છે ?

એક પ્રસંગે શ્રીમાન સયાજીરાવ મહારાજની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી પ્રભુશ્રીને વડોદરામાં બોલાવેલા હતા. તે પ્રસંગે પ્રભુશ્રીનો ઉતારો હતો ત્યાં એક બ્રાહ્મણ અંકલેશ્વરથી આવી ચડ્યો હતો. તે પ્રભુશ્રીને પોતે જે દેવની ઉપાસના કરતો હતો તે સંબંધમાં કંઇ પૂછવા આવ્યો હતો. તેને પ્રભુશ્રીએ પૂછ્યું, કે તમે કેટલા વર્ષથી આ દેવની ઉપાસના અથવા આરાધના કરો છો ? તેણે કહ્યું, કે પંદર વીશ વર્ષથી. પ્રભુશ્રીએ કહ્યું, કે

તો તમે કંઇ રોકડ મેળવી છે ? પેનાએ કહ્યું કે ના. પોતે કહ્યું, કે તો ભજ્યાં તમારાં સાધન. પંદર વીશ વર્ષથી સાધન સાધવા છતાં કોઇ પણ રોકડીયું સાધન તમારી પાસે ન મળે, તો પછી તે શા કામનું ?

આ પ્રસંગે પ્રભુશ્રીએ મને કહેલું, કે પંડિતજી ! આપણી પાસે કોઇ પણ રકમ રોકડ હોવી જોઇએ. કોઇ પણ સાધન એવું સિદ્ધ કરી રાખવું જોઇએ, કે મધ્ય રાત્રે તેને આપણે ભર જંગલમાં વટાવવા ઇચ્છીએ તો વટાવી શકીએ. જીવનમાં આટલું પણ ન થાય તો તે નકામું સમજવું.

પ્રભુશ્રીના કહેવાનું તાત્પર્ય એ હતું, કે આપણે જે વિવિધ સાધનો સાધતા હોઇએ તેમાંથી એક પણ સાધન એવું સિદ્ધ કરી રાખવું જોઇએ, કે તેનો ઉપયોગ આપણે જે વખતે કરવા ઇચ્છીએ તે વખતે કરી શકીએ અને આપણા દુ:ખ, કષ્ટ, કે ભયને દૂર કરીને ઇપ્સિત સ્થિતિ કે સુખને મેળવી શકીએ.

પ્રભુશ્રીએ જે જે સાધનો સાધ્યાં હતાં તે સર્વ સિદ્ધ કર્યાં હતાં. ગાયત્રી, શંકર, વિષ્ણુ, લક્ષ્મી, બ્રહ્મા, ગણપતિ, હનુમાન વગેરે અનેક દેવોને પોતે ઉપાસનાદ્વારા પ્રસન્ન કરીને તેમનો સાક્ષાત્કાર કર્યો હતો. પોતે જે જે સાધનો સાધ્યા હતાં, જે જે મંત્રો જપ્યા હતા, કે જે જે દેવોની ઉપાસના કરી હતી તે સર્વની સિદ્ધિ કરી હતી પ્રભુશ્રીની સાધન-શ્રેણી તે પ્રભુશ્રીના જેવી જ હતી. એમના જેવી ઉગ્ર ઉપાસના ભાગ્યે જ કોઇની જોવામાં આવે છે. ધારાબદ્ધ ક્રમ પોતે અખંડ સાધતા. ન જુએ દિવસ કે રાત્રી, ન જુએ ભુખ કે તરસ, કે કંઇ જ. પણ જે સાધન લે તેને સિદ્ધ કરે ત્યારે જ વિરમે. અને આ બધું શું પોતાને માટે હતું ? નહિ. પોતે તો આજન્મત: જ પૂર્ણ હતા. પોતાને કંઇ જ પ્રાપ્તવ્ય ન હતું. પરંતુ એક બ્રાહ્મણ શરીરમાં જન્મ લેઇને પોતે દર્શાવી આપ્યું હતું. કે મનુષ્ય કેટલાં સાધન સાધી શકે છે, અને તે સાધનોવડે શું કરી શકે છે. પ્રયત્નવડે નરમાંથી નારાયણ થઇ શકાય છે, એ પ્રભુશ્રીએ પોતાના માનવ જીવનથી જગતને બતાવ્યું હતું.

એક પ્રસંગે વડોદરાના પોલિસ નાયબ સુબા મે. બારટકે સાહેબ પોતાની ધર્મપત્ની સાથે પ્રભુશ્રીને મળવા ગયા હતા. આ પ્રસંગ તેમના મેળાપનો પ્રથમ હતો પ્રભુશ્રી બારટકે સાહેબ સાથે તૈલગી ભાષામા જ વાર્તા કરવા લાગ્યા થોડીવાર પછી વળી કર્ણાટકી ભાષામા જ વાત કરવા લાગ્યા અને તે પણ આ ભાષા પોતે એવી ઉત્તમ બોલે કે જાણે તે પોતાની માતૃભાષા કેમ ન હોય

એક પ્રસંગે એક ફકીર મજુમરમા આવી ચડ્યો હતો તેની સાથે પ્રભુશ્રી ઉર્દુમા જ વાર્તા કરવા લાગ્યા આ ઉર્દુ ભાષા પણ પ્રભુશ્રી એવી તો ઉત્તમ બોલે, કે જાણે કે તેમની માતૃભાષા હોય

અંગ્રેજીમા પણ પ્રભુ પ્રસંગે પ્રસંગે વાક્યો બોલી જાય આ પ્રમાણે પ્રભુશ્રીનુ જ્ઞાન અનંતતાને પામેલ હતુ અર્થાત્ પ્રભુશ્રીને કંઇજ અજ્ઞાત ન હતું. પોતે ગુજરાતી બે ચોપડીઓ ભણેલા હતા, છતા યેન જ્ઞાતેન इदं सर्वं विज्ञातं भवति એક ( બ્રહ્મ તત્ત્વને ) જાણવાથી આ સર્વનુ જ્ઞાન થાય છે, એ વેદવચનનુ રહસ્ય પ્રભુશ્રીના જીવન ઉપરથી સ્પષ્ટ થતુ હતુ જેમણે પ્રભુશ્રીને નહિ જોયા હોય, તે આ વાક્યનું રહસ્ય ભાગ્યે જ યથાર્થ રૂપમા સમજી શકતા હશે, એમ મને લાગે છે

પોતે મજુસરમા બેઠા બેઠા પ્રસંગે પ્રસંગે યુરોપ, અમેરિકા કે જાપાનની વાર્તા કરે તે દેશના વિવિધ સ્થળોનુ પ્રસંગ નીકળતા વર્ણન કરે, તે સ્થાનના નામ પણ દે અને જે લોકો આ સ્થળે જઇ આવ્યા હોય તેમને મહદ્ આશ્ચર્ય થાય લોક લોકાંતરની પણ પ્રસંગે પ્રભુશ્રી અદ્ભુત વાર્તા કરે. સૂર્ય ચંદ્રાદિ લોકની સ્થિતિનુ પણ પ્રસંગે વર્ણન કરે આ પ્રમાણે પ્રભુશ્રીની દૃષ્ટિ આખા બ્રહ્માંડમા ફરી વળતી હતી, અને તેમને જે કંઇ આખા બ્રહ્માંડમા જોવુ હોય તેમને તરત જ જોઇ શકતા પોતે સ્વમુખે એક વખત કહેલુ, કે, પંડિતજી ! આ આખા બ્રહ્માંડમાથી મારે જે કંઇ જોવું હોય છે તે હાથમા રહેલા આમળાની પેઠે મને જણાય છે. એક પ્રસંગે (ઘણુ કરીને) વડોદરા રાજ્યના હાલના નાયબ દિવાન મે ગોવિંદભાઇ સાહેબ વગેરે બેચાર મંડળી મજુસર જઇ ચડી હતી. પ્રભુશ્રીને તે સર્વ મળવા ગયા

હતા તે વખતે કોઇએ પ્રભુશ્રીને પ્રશ્ન પૂછ્યો કે આ વખતે શ્રીમંત સયાજીરાવ મહારાજ ચિત્રનગરમાં ક્યાં છે, અને શું કરે છે, તે જાણવાની અમારી ઇચ્છા છે આ મંડળી પ્રભુશ્રીના જ્ઞાનસામર્થ્યની પરીક્ષા કરવા માટે જ ગઇ હતી પ્રભુશ્રીએ તે વખતે શ્રીમંત સરકાર ક્યાં છે તથા તે શું કરે છે તે જણાવ્યું હતું આ વાતોની તરત જ નોંધ કરી લીધી હતી અને પછી વિજ્ઞાપન પૂછાવી જોયું હતું, કે અમુક દિવસે અમુક વખતે શ્રીમંતની સ્વારી ક્યાં હતી અને તે શું કરતા હતા, તેના ઉત્તરમાં જે વાતો મહારાજશ્રીએ જણાવી હતી તે જ આવી હતી, અને તેથી સર્વને મહત્ આશ્ચર્ય થયું હતું આ સંબંધમાં પ્રભુશ્રીને આ મંડળીમાંથી કોઇએ પ્રભુશ્રીને પૂછ્યું કે આપને આ બધું શી રીતે જણાય છે ? તો પ્રભુશ્રીએ કહ્યું હતું, કે મારી દૃષ્ટિસમીપ પડેલા પદાર્થો હું જેમ જોઇ શકું છું, તેમ મારે જે જોવું જાણવું હોય છે, તે સ્થાન, કે તે પદાર્થ મારી ઇચ્છા થતાં મારી દૃષ્ટિ આગળ આવીને ખડા થાય છે અને સીનેમાની ફીલ્મ પ્રમાણે તે મારી જાણમાં આવે છે હું તેને જોઇને તેનું તમારા આગળ વર્ણન કરું છું દૂર રહેનાર મનુષ્ય શું બોલે છે, તે પણ મારે સાંભળવું હોય અર્થાત્ તેવી મને ઇચ્છા થાય તો હું તેને બોલતો અહીં રહ્યે રહ્યે સાંભળી શકું છું મારી પાસે જ તે વ્યક્તિ બોલતી હોય તેમ મને સંભળાય છે

કોઇ પ્રસંગે કોઇના ગુજરી ગયેલા સગાસંબંધી પ્રભુશ્રી આગળ વાતો નીકળે, અને તે સંબંધમાં પ્રભુશ્રીને જો કંઇ પૂછે તો પ્રભુશ્રી તેની આકૃતિનું યથાર્થ વર્ણન કરે, અને તેના સંબંધમાં જણાવવા જેવી સર્વ હકિકત પોતે જણાવે

આ પ્રમાણે પ્રભુશ્રીને આ વિશ્વમાં કંઇ જ અજ્ઞાન ન હતું તેઓ સર્વજ્ઞ હતા અને સર્વજ્ઞ એટલે શું, તે પ્રભુશ્રીને જોવાથી જ સ્પષ્ટ થતું હતું પ્રભુશ્રીનું જ્ઞાન આ પ્રમાણે અનંત અર્થાત્ અંતરહિત હતું, અને તેમની નિરાવરણ દૃષ્ટિ અખિલ બ્રહ્માંડને ઇચ્છા થતાં હસ્તામલકવત્ જોઇ શકતી હતી પ્રભુશ્રીના આ અનંત જ્ઞાનની કંઇક કલ્પના વાચકને આટલાથી

આવી શકશે, એમ લેખક માને છે બકી તેની ખાત્રી છે, કે પ્રભુશ્રીના અનંત જ્ઞાનની યથાર્થ કલ્પના તો તે વાચકને કરાવી શકે તેમ નથી જ

× × × × ×

પ્રભુશ્રીના સામર્થ્ય અથવા ઐશ્વર્યસંબંધમાં પણ તેમ જ હતુ. પોતે અનંત ઐશ્વર્ય અથવા સામર્થ્યને પ્રાપ્ત હતા આ વાર્તાની યથાર્થતા પણ લેખક વાચકવર્ગને યથાર્થ રૂપમાં નહિ જ ઠંગી શકે તો પણ તેની કઇ જ ઝાખી કરાવવાનો તે પ્રયત્ન કરે છે

પ્રભુશ્રી આ અખિલ વિશ્વના સ્વામી હતા, તેથી અખિલ વિશ્વ તેમને વશ વર્તતુ હતું. પ્રભુશ્રીને જે ઇચ્છા થાય તે સિદ્ધ થતી હતી પ્રભુશ્રી પોતાના મહિમાને યથાર્થ રીતે જાણતા હતા, અને તેથી પોતે સ્વમહિમામા મસ્ત હતા આ જ કારણથી પ્રભુશ્રી કદી કોઇની શુશ્રષા કરતા નહિ, કે કોઇના પણ આગળ કદી દીનતા દાખવતા નહિ મારા ગુરૂમહારાજ અનંત વિશ્વના અધિપતિ, પછી મારે શીદ કોઇના આગળ દીનતા કરવી પડે કે કોઇના આગળ યાચના કરવી પડે, એ પ્રમાણે પ્રમાણે પ્રસંગે પ્રસંગે પ્રભુશ્રી બોલતા. આવા વાક્ય પ્રભુશ્રી બોલે ત્યારે પોતે ગુરૂશ્રીને મહત્તા આપતા પણ આ મહત્તા પ્રભુશ્રીની જ હતી પોતાને મુખે પોતાની સ્તુતિ ન કરવી પડે, કે પોતાની મહત્તા ન બતાવવી પડે, તેટલા માટે આવી આવી વાણી પોતે બોલતા

પોતાને ત્યા બ્રાહ્મણો જમવા બેઠા હોય અને વરસાદ આવવા માડે તો પોતે બોલે, કે " અચ્યાભાઇ ! આ બ્રાહ્મણોને જમી ઉઠયા પછી તુ આવજે હમણા બ્રાહ્મણોને સુખે જમવાદે ' વરસાદ તરત જ બંધ પડી જાય અને બ્રાહ્મણો જમી ઉઠે એટલે તે વરસવા માડે આવા પ્રસંગ એક નહિ પણ અનેક બનેલા છે

નંદઉત્સવમા છેલા અતિરુદ્ર વખતે ટાઢ ઘણી પડતી હતી હજાર ઉપર ગોદડા એકઠા કર્યા હતા, છતા મનુષ્યોની સંખ્યા વિશેષ હોવાથી

તેટલાં પુરતાં થનાં ન હતો. આ વખતે પ્રભુશ્રીની ઇચ્છાથી યજ્ઞ ચાલ્યો ત્યાં સુધી ટાઢ ઓછી થઇ ગઇ હતી, એ વાર્તા જે લોકો તે વખતે હાજર હતા તે જાણે છે.

એક વખતે જરોદથી ડમણીઆમાં બેસીને પ્રભુશ્રી ગરધીએ કે જે સમરાયાની પાસે આવેલું છે ત્યાં પધારતા હતા. તે વખતે આ ડમણીઆમાં હું પ્રભુશ્રી સાથે હતો. ગરધીએથી સમરાયે થઇને અજુસર આવવા માટે પીલોલ સ્ટેશને આવવાનું હતું.

ગરધીએથી નીકળ્યા ત્યારે તડકો પડતો હતો. મેં મારી છત્રી ઉઘાડીને પ્રભુશ્રી ઉપર ધરી. પ્રભુશ્રીએ કહ્યું, કે છત્રીની કંઇ જ જરૂર નથી. છતાં મેં છત્રી ધરી રાખી. પ્રભુશ્રીએ કહ્યું, કે તમે છત્રી બંધ કરી દો. તમારે તસ્દી લેવાની કંઇ જ જરૂર નથી. જેને ગરજ હશે તે ધરશે. મેં તરત છત્રી બંધ કરી દીધી. પરંતુ અમે ઠેઠ સમરાયે આવ્યા ત્યાં સુધી અમારા ઉપર વાદળ કાયમ રહ્યું, અને અમને જરા પણ તડકો લાગ્યો નહિ. આ પ્રકારનો અનુભવ પણ અનેક મનુષ્યોને થએલો છે.

પ્રભુશ્રી યજ્ઞનો આરંભ કરે ત્યારે રાજાઓ પણ ન કરી શકે તેટલું ખરચ કરે. આ પ્રસંગે તમામ પ્રકારની વ્યવસ્થા સહસા બની આવે. ચારે બાજુથી જોઇતા માલ સામાનનાં ગાડાં આવવા લાગે. સ્ટેશનેથી પણ પારસલો જ્યાબંધ ઉતરે. ઘીના ડબા ને ડબા ચાલ્યા આવે. લાકડાના વેગન પીલોલ સ્ટેશને ઉતરે. આ પ્રમાણે તમામ પ્રકારની વ્યવસ્થા બની આવે. પોતે માત્ર ઇચ્છા કરવી જોઇએ એટલું જ. જેની જેની મારફતે જે જે કામ થવાનું હોય તે તે મનુષ્યો પણ તે પ્રસંગે આવીને હાજર થાય. પરમેશ્વરના સંકલ્પથી જેમ આ વિસ્તૃત જગત્ કંઇ ન હતું તેમાંથી ઉપજે છે, તેમ પ્રભુશ્રીની ઇચ્છાથી આવા પ્રસંગે એક અદ્દભુત સૃષ્ટિ ઉપજી આવતી, જે જોતાં સ્પષ્ટ સમજાતું હતું, કે આ જ પ્રમાણે આ અખિલ વિશ્વ પરમેશ્વરના સંકલ્પથી ઉપજતું હશે. આવા પ્રસંગો જેમણે જોયા હશે, તેમને આ વાર્તાની ખાત્રી થતી હશે જ.

કોઈને પ્રસંગે સાપ કરડ્યો હોય અને પોતાના મુખમાંથી નીકળે, કે જા ઉતરી જશે તો તે તરત ઉતરી જાય અને તે મૃત્યુના મુખમાંથી બચી જાય જો, કે પ્રભુશ્રી કંઈ સાપ ઉતારવાનો ધંધો કરતા ન હતા, પણ પ્રસંગે કોઈ આવી ચડ્યો હોય, અને પોતાને યોગ્ય જણાય તો તેનું કાર્ય કરી દેતા પ્રસંગે વીંછીસરખો પણ ન ઉતારે તે વખતે કહે કે ભાઇ ! મને કંઇ વીંછીના મંત્ર આવડતા નથી; પણ મોટાભાઇ પાસે દવા છે, તો તેમની પાસે જાઓ અને તે દવા લગાડો કયા પ્રસંગે શું કરવું તે પોતાની ઇચ્છાની વાત હતી.

મરણ પથારી ઉપર પડેલા કંઇકને પ્રભુશ્રીએ જીવતા કર્યા છે એક પ્રસંગે પ્રભુશ્રીના અત્યંત નિકટના એક સગા માંદા પડ્યા હતા અને તે બચે તેમ ન હતું આ વ્યક્તિનું અવસાન થાય તો બહુ ખોટું થાય તેમ હતું, ઘરના સઘળા આ પ્રસંગે ભારે ચિંતામાં પડી ગયા હતા પણ પ્રભુશ્રીને કંઇ તેની દરકાર ન હતી. પ્રભુશ્રીને અમુક મારૂં સગું છે, એ ભાવ જ વૃત્તિમાં ન હતો દામોદર ભાઇ કરીને એક સેવક જે પ્રભુશ્રીના મહિમાને યથાર્થ જાણતા હતા તેમણે આ ભાઇ પાસે જઇને કહ્યું, કે તમે પ્રભુશ્રી તમારી પાસે આવે ત્યારે હાથ જોડીને કહેજો, કે પ્રભુ ! આપ તો સાક્ષાત્ ઈશ્વર છો. મારે આપનો જ આધાર છે, અને હું આપના શરણમાં રહેલો છું. માટે દયા કરો મને ઉગારો તો સારૂં " આ ભાવના વચનોવાળી પ્રાર્થના પ્રભુશ્રીને કરવાની તેમણે શીખવી પ્રભુશ્રી તેમની પાસે આવ્યા એટલે તેમણે પુત્ર પિતાને પ્રાર્થના કરે તેમ પ્રભુશ્રીને તેમણે હાથ જોડી પ્રાર્થના કરી આ ભાઇ પ્રભુશ્રીના પૂજ્ય થતા હતા, અને તેમની પ્રાર્થના સાંભળીને જો, કે બહારથી તો પોતે બોલ્યા, કે આ કોનું કામ છે ? કોણે આ પ્રમાણે મારા આગળ બોલવાનું શીખવ્યું ? પણ પોતે અંતરથી દયાર્દ્ર થયા અને એક આચમની ભરી જળ તેમને આપ્યું, અને તે બચી ગયા આવો એક પણ નહિ પણ અનેક પ્રસંગો છે પ્રભુશ્રીને આવા પ્રસંગે કહે, કે મહારાજ ! મારા પણ કોઈને અમુક વ્યક્તિ બચની જ

જોઇએ પ્રભુશ્રી કહે કે પણ તેનું આયુષ્ય ન હોય તો ... શું કરે ? ભક્ત કહે, ગમે તે કરો મહારાજ ! પ્રભુશ્રી તરત જ તેના ઉપર દયા કરી દે, અને કહે, કે જાઓ ગુરુમહારાજનું ચરણામૃત લેઇ જાઓ અને પાઓ એટલે સારું થઇ જશે ગભરાશો નહિ તરત જ તેને આ ચરણામૃતથી સારૂ થઇ જાય તો પણ બધા જ પ્રસંગે પ્રભુશ્રી આ પ્રમાણે કરતા એમ નહિ. ઘણા પ્રસંગે એમ પણ કહે, કે ભાઇ ! આયુષ્યની વાત મારા હાથમાં નથી એ વિના બધુ મારાથી બની શકે છે, વગેરે કયા પ્રસંગે કેવું વર્તન કરવું, એ પ્રભુશ્રીની સ્વતંત્રતાની વાત હતી તેમ છતાં પ્રભુ અત્યંત દયાળુ તો હતા જ તેમની દયા ન્યૂનાધિક અંશમાં સર્વ ઉપર વરસતી હતી જ

પ્રભુશ્રી પોતાનું ચરણામૃત ભાગ્યે જ કોઇને લેવા દેતા ગુરુ મહારાજની મૂર્તિનું ચરણામૃત લેઇ જવા કહે તે પણ ખાસ પ્રસંગે જ જેને તેને તે પણ મળતું દુર્લભ હતું

કઇ મનુષ્યો પ્રભુશ્રીના ચરણને પ્રાપ્ત થતા ગરીબમાંથી શ્રીમન્ત થયા છે, કઇ રોગી નીરોગી થયા છે, કઇના અસાધ્ય વ્યાધિ મટયા છે, કઇની ન ટળે તેવી ઉપાધિઓ ટળી છે, અને કઇના ગૃહસ્થાશ્રમના અનેક દુઃખ ટળ્યા છે, તથા કઇ આધિથી મુક્ત થયા છે હજારો લોકો કઇ અવસ્થા પ્રભુશ્રીના ચરણમાં આવતા ન હતા તેમના દુઃખ અળપાતા હતા તેથી જ તે તેમની પાસે દોડતા દોડતા આવતા હતા

સર્વ દેવો પ્રભુશ્રીની ઇચ્છા પૂરી કરવાને તત્પર રહેતા હતા પોતે કહે, કે જાઓ મહાદેવ ઉપર સવાસેર કે સવાપાયશેર દુધ ચઢાવજો, એટલે તમારૂ દુઃખ ટળી જશે કોઇને કહે કે જાઓ અગીઆર માળા " નમઃ શિવાય, ' ની કરજો એટલે બધુ સારૂ થઇ જશે આ જ પ્રમાણે પ્રભુશ્રી કહે અને તેનું કાર્ય થઇ જાય કારણ એ હતું, કે આ સર્વ દેવો પ્રભુશ્રીને પ્રસન્ન હતા, અને પ્રભુશ્રીના મુખમાંથી વચન નીકળતા તે વચન તે સિદ્ધ કરતા હતા જો, કે પ્રભુશ્રી તો સ્વયં પ્રભુ જ હતા, છતાં પોતે જગ...

જીવોઅર્થે વિવિધ ઉપાસના કરીને બતાવી આપ્યુ હતુ, કે જે એક વખત શ્રમ લેઇને ઇશ્વરની ઉપાસના કરવામા આવે છે, અને તેમનો સાક્ષાત્કાર કરવામા આવે છે, તો તે હમેશા પછી ઉપાસકની સેવામા તત્પર રહે છે, અને તેને ભોગ અને મોક્ષ આપે છે બલિરાજાએ એક વખત પ્રભુશ્રીને પ્રસન્ન કર્યાથી તેમની સેવામા સાક્ષાત્ પ્રભુ આજે પણ પાતાળમા દ્વારપાલ તરીકે રહે છે ધ્રુવજીએ તપશ્ચર્યા કરીને પ્રભુને પ્રસન્ન કર્યા હતા તો તેમને મટે ધ્રુવ લોક રચી આપ્યો હતો અને એક કલ્પપર્યંત તેનું રાજ્ય કર્યા પછી તે મુક્તિને પામે, એવો આશીર્વાદ આપ્યો હતો પ્રભુની સેવા કદી વ્યર્થ જતી નથી આ નિયમે પ્રભુશ્રીની સેવામા લક્ષ્મીજી સાક્ષાત્ તત્પર રહેતા હતા કારણ કે લક્ષ્મીજી અને તેમના પતિ બન્ને પોતે પ્રસન્ન કર્યા હતા પ્રભુશ્રી કોઇ કાર્યનો આરભ કરે એટલે લક્ષ્મીજી સાક્ષાત્ પધારે અને પૈસાની રેલછેલ ચાલે આ પ્રમાણે હોવાથી જ પ્રભુશ્રી જ્યારે કોઇ કાર્યનો આરભ કરે ત્યારે હિસાબ વગરનુ ખરચ કરે આ બધા પ્રસગોનુ વર્ણન હુ ચતુર્થ બિંદુમા કરીશ, કે જે મે જાતે જોએલા છે.

કોઇ પુત્રની ઇચ્છાથી આવે તો તેને પુત્ર, ધનની ઇચ્છાવાળાને ધન, સ્ત્રીની ઇચ્છા વાળાને સ્ત્રી અને આ પ્રમાણે જે ઇચ્છાથી પ્રભુશ્રી પાસે મનુષ્યો આવતા તેમની ઇચ્છા પ્રભુ પૂરી કરતા પ્રભુએ કઇને પુત્ર, કઇને સ્ત્રી, કઇને ઘર, કઇને લક્ષ્મી, કઇને ભક્તિ, અને કઇને મુક્તિ આપી છે, જેનુ વર્ણન યથાસ્થાને ઇશ્વરેચ્છાથી થશે, તાત્પર્ય કે પ્રભુશ્રીનુ સામર્થ્ય અતવધિ હતુ. પ્રભુશ્રી કલ્પવૃક્ષ હતા અને તેમનો જે કોઇ આશ્રય લેતુ તેમની ઇચ્છા પૂરી થતી

પ્રભુશ્રીના વચન કદી મિથ્યા જતા નહિ પોતાના મુખમાથી વચન નીકળી ગયુ એટલે થઇ રહ્યુ. તે સિદ્ધ થવુ જોઇએ. સામાના પ્રારબ્ધમા હોય કે ન હોય, પણ પ્રભુશ્રી બોલે એટલે તો તે પ્રાપ્ત થય જ

નીજી સાત વડોદરામા બાજવાડામા રહેતા ગોવિદરાવ દાદાના બીજા પુત્ર ભાઉનાનભાઇ મીરી-ખાતની પરીક્ષામા બેઠ હતા તેમણે પરીક્ષામાથી

ઘેર આવીને દાદાને કહ્યું, કે મેં ગણીતના પેપરમાં કંઇજ લખ્યું નથી, અને હું નપાસ થઇશ એમ કહીને તે રડી પડયો. દાદા ભાઇનાઓ ભાઇને લેઇને મજુમહર ગયા ત્યાં જઇને મહારાજશ્રીને આ હકિકત કહી અને પોતે ઘણા ગરીબ અને જો તે નપાસ થાય તો ફરેતું ખરચ ફરી પડે, તેથી તેમને પણ રડવું આવી ગયું. મહારાજશ્રીએ કહ્યું, કે " હવે હું શું કરૂં ? હવે પેપર અપાઇ ગયા પછી હું શું કરૂં ? તમે પૂર્વે આવ્યા હોત તો કંઇ ઉપાય કરત " આમ કહીને પોતે પોતાના કામે લાગ્યા. દાદાને કંઇ ચેન પડે નહિ સાંજ પડી અને દાદા તો એક ખુણે નિરાશ થઇને બેસી રહ્યા હતા પ્રભુશ્રી તેમની પાસે પાવડા પહેરીને પધાર્યા અને બોલ્યા " ઉઠ દાદા કાય કુ બેઠ રહા હૈ, પેપર લીખા ગયા કાયકુ ફીકર કરતા હૈ ' આ વચનોનો પરિણામ એ આવ્યો, કે પાંચ ટોકડા પણ ન મળે એટલું ગણિતના પેપરમાં લખ્યા છતાં ભાઇલાલભાઇ પ્રીવીઅસમાં પાસ થઇ ગયા અને ઇન્ટરમાં ગયા વચનસિદ્ધિના આવા ઘણા દાખલા છે જે, ઇશ્વરેચ્છાથી યોગ્યસ્થાને જણાવવામાં આવશે

પ્રસંગે પ્રભુશ્રી પાસે એવા મનુષ્યો પણ આવતા કે જેમનું કોઇ નિકટનું સગું મરી ગયું હોય અને તેમની સાથે તેમનો મેળાપ ન થયો હોય, અને તેમની સાથે વાર્તા ન થઇ હોય, અને કંઇ અગત્યની બાબત તેમને પૂછવી રહી ગઇ હોય, અથવા તેમના વિયોગે તે બહુ દુખી હોય અને તે આવીને પ્રભુશ્રીને વાર્તા કરે તો પ્રભુશ્રી તેમને પૂછે, કે તમારે તેમની સાથે વાર્તા કરવી છે ? તે જીજ્ઞાસાથી હા, કહે તો પ્રભુશ્રી એક ક્ષણમાં જ તે વ્યક્તિને બોલાવે અને " તે વ્યક્તિ આવી છે, બોલો તમારે જે કહેવું હોય તે ' એ પ્રમાણે કહે. તેના રૂપ રંગનું પ્રભુ વર્ણન કરે,, અને કેટલીક ગુપ્ત વાત પણ પ્રભુશ્રી જણાવે, કે જે કોઇ જ જાણતું ન હોય પછી પ્રભુશ્રી દુભાષીયા બનીને તેની સાથે વાર્તા કરાવે, અને તેને પછી રજા આપે આ મનુષ્યને આથી અત્યંત શાંતિ થાય અને પ્રભુશ્રીનો તે બહુ જ ઉપકાર માને પ્રસંગે પ્રભુશ્રી ધારે તો તે

વ્યક્તિની આકૃતિ પણ પેનો મનુષ્ય જુએ અને તેની ખાત્રી થાય, કે તે વ્યક્તિને તે જ છે નદ્દેશ્વરમા એક સજ્જન જોડે આવી વાર્તા થતા તે વ્યક્તિ હાજર થઇ હતી અને આ સજ્જને તેને દીઠી હતી, જે પ્રસગ અન્યત્ર આવશે

પ્રભુશ્રીની ઇચ્છા થાય તે વખતે આ વિશ્વની ગેઇ પણ વ્યક્તિ સાથે પ્રભુશ્રી એક ક્ષણમા જ તાર સાધી દે, અને તેને પોતાની પાસે ભોલાવે, અને તેની સાથે જે વાર્તા કરવી હોય તે કરે સિદ્ધ, યોગી, મુનિ, કે ગમે તેની સમર્થ વ્યક્તિને પણ પ્રભુશ્રી સકલ્પથી તરત જ ભોલાવે, અને પ્રભુશ્રીનો સકલ્પ થતા તેમને આવીને હાજર થવુ પડે આ સામર્થ્ય સાક્ષાત્ ઇશ્વરી હતુ, અને તે ઇશ્વરસદૃશ અથવા ઇશ્વરથી અભેદ ભાવને પામેલા પુરુષવિના અન્યને પ્રાપ્ત થવુ કઠિન છે

આ સબધમા હમણા થોડા વખત ઉપર મોદને એવી શકા થઇ હતી, કે જે વ્યક્તિને ભોલાવવામા આવે છે, તેણે બીજુ શરીર તો ધારણ કરેલુ હોય છે, તો પછી તેનો આત્મા સૂક્ષ્મ શરીરે પ્રભુશ્રીની પાસે આવે તે વખતે તેના શરીરનુ શુ થતુ હશે ? તે શકાનુ સમાધાન પૂજ્યશ્રી મોટા ભાઇને પૂછતા તેમણે એવુ કર્યું હતુ, કે જેટલો વખત આ વ્યક્તિનુ સૂક્ષ્મ શરીર અહીં આવે તેટલો વખતે તેનુ શરીર અભાન સ્થિતિમા જડ-જેવુ પડી રહે છે આ સબધમા અધિક સ્પષ્ટીકરણ કરવાની ઇચ્છા હોય તેમણે પૂજ્યશ્રી મોટાભાઇ પાસેથી કરી લેવુ

પ્રભુશ્રીના અદ્ભુત સામર્થ્યની એક વાર્તા સ્વલ્પમા હુ જણાવુ છુ તે એકે આ જ પ્રકરણમા જણાવી ગયા પ્રમાણે પ્રભુશ્રી દૂર દેશના સ્થાનમાથી જે જેવુ હોય તે જોઇ શક્તા પોતે આ સ્થાનનુ યથાવત્ વર્ણન કરે, એ વગેરે બાબત પૂર્વે જણાવાઇ ગઇ છે એટલુ જ નહિ પરતુ પ્રભુશ્રી કહે, કે અહો ! એમા શુ, આ બાબત તો અસેક પણ કહી શકે. આ પ્રમાણે પોતે બોને ગેટને તે વ્યક્તિને ઉપાડી આખે જ સર્વ દશ્ય સીનેમાની ફીલ્મની પેઠે જણાવા લગે લેખકે, પણ આવા દશ્યો જેયાં

છે. એક પ્રસંગે પ્રભુશ્રી વાંસદે પધાર્યા હતા ત્યારે પોતાને માટે મુંબઈથી દાક્તર કાતરકને વાંસદા નરેશે બોલાવ્યા હતા. તેમની સાથે વાતો થતાં પ્રભુશ્રીએ તે પારીસ વગેરે સ્થળે જઈ આવેલા તેનું વર્ણન કરી બતાવ્યું હતું. પછી ઓચ્છવલાલ અંબાલાલ કરીને મુંબઈના એક જવેરી આ પ્રસંગે હાજર હતા. પ્રભુશ્રીને તેમણે પોતાના કપડવંજના ઘરની કેટલીક બાબત પૂછી. પોતે કહ્યું, કે અહો ! એમાં શું એતો આ દાક્તર સાહેબ પણ કહી શકશે. પ્રભુશ્રી આ વચન બોલ્યા એટલે દાક્તરને ખુલ્લાં નેત્રે કપડવંજમાં આવેલું ઓચ્છવલાલનું ઘર જણાયું. તેમણે તેનું વર્ણન કરી બતાવ્યું. પછી ઘરમાં તેમની મા ઘરડાં ડોસી હતાં તેમને જોયાં. તેમનું વર્ણન કરી બતાવ્યું. તેમને પગે કંઇ વાગવાથી કે કંઇ થવાથી પાટો બાંધેલો હતો, એ વગેરે વર્ણન દાક્તરે કરી બતાવ્યું. તાત્પર્ય કે પ્રભુશ્રી ઇચ્છે તે સમયે પોતાની યોગની શક્તિઓનો સંચાર અન્ય વ્યક્તિમાં સહજ કરી શક્તા હતા. પ્રભુશ્રી બોલે એટલે ખુલ્લાં નેત્રે સર્વ દૃશ્ય આપણને જણાવા લાગે. પ્રભુશ્રીનું આવું અદ્‌ભુત સામર્થ્ય હતું.

આ લોકમા કયે ઠેકાણે કયા કયા યોગીઓ, તથા સિદ્ધ પુરુષો છે, તે પ્રભુશ્રીને સારી રીતે જ્ઞાત હતું; પ્રસંગે પ્રભુશ્રીની ઇચ્છા થાય તો તેની સાથે પ્રભુશ્રી તરત જ વાર્તા કરતા. કાં તો તેમને પોતાની પાસે બોલાવતા, અથવા પોતે સૂક્ષ્મ શરીરે તેમની પાસે જઇ આવતા.

દ્વિતીય બિંદુમાં મેં મોટા મહારાજ તથા પ્રભુશ્રી પોતે બીજું શરીર ધારણ કરી શકતા હતા, એમ લખ્યું છે, તથા એવી જ બીજી કેટલીક બાબતો લખી છે, જે વાંચીને કોઇ કોઇને તે અંધ શ્રદ્ધાળુના અનુભવ લાગ્યા છે. પણ પ્રભુશ્રીને બીજું શરીર ધારણ કરવું સહજ હતું. નંદકેશ્વરમાં જ્યારે અતિરુદ્ર ચાલતો હતો તે પ્રસંગે ગોદડાં આસપાસનાં ગામડાંમાંથી ઉઘરાવવાનું કામ ચાલતું હતું. એક પ્રસંગે પ્રભુશ્રી જાતે મોટરમાં બેસીને પધાર્યા હતા, અને ગોદડાંથી મોટર ભરીને પધાર્યા હતા. આ મોટર આવી ત્યારે જાણે મોટા હાથી આવતો હોય તેમ

જણતુ હતુ. આ કાર્યમા વિશેષ મદદ ત્યાંની પાસે આવેલા વાવડી ગામમા હીરાભાઈ પટેલને ત્યા રહેતા નારાયણ (એક સંન્યાસી) સ્વામીની હતી. તે આ કાર્યમાં મદદ કરવાને બહુ શ્રમ લેતા. રાત્રિ અને દિવસ જે જોઈએ તે એકત્ર કરવાનું કામ ચાલી રહ્યુ હતું, કારણ કે હજારો મનુષ્યોને ખવરાવવાની વ્યવસ્થા કરવાની હતી. આ નારાયણ સ્વામી એક દિવસે રાત્રે ગોદડાં ઉઘરાવવા ગામડે જતા હતા. નંદકેશ્વર એ પર્વતની તળેટીમાં આવેલાં જંગલનો વાઘવરવાળો પ્રદેશ છે, એ હું પ્રથમ ખડુમા જણાવી ગયો છું. આ નારાયણ સ્વામી જંગલમા થઈને એક ગામડે જતા હતા ત્યા રસ્તામા પોતાના જમણા હાથ ઉપરથી સામેથી આવતો એક વાઘ જોયો. સ્વામીએ મનમા ધાર્યું કે આપણાં ગોદડાં જરૂર આ ઠેકાણે પૂરા થઈ ગયાં! મનમા તેમને ભય થયો પરન્તુ તેની સાથે જ તેમણે જોયું તો પોતાની આગળ દશ વીશ કદમને અંતરે મહારાજશ્રીને તેમણે ચાલતા જોયા. વાઘ બાજુ ઉપર થઈને ચાલતો થયો, અને ભય સમૂળ નિર્મળ થયું ત્યા પર્યંત તેમણે મહારાજશ્રીને પોતાની આગળ આગળ કેટલેસુધી ચાલતા જોયા. પછી તે અદૃશ્ય થઈ ગયા. આ વાર્તાની ખાત્રી જેમને કરવી હોય તેમણે આ નારાયણ સ્વામીને પૂછીને કરવી બીજા પણ આવા પ્રસંગો છે, જે યોગ્યસ્થાને ઈશ્વરેચ્છાથી પ્રકટ થશે

જેમને પ્રભુશ્રીના ચમત્કારો જોઈને શંકા થતી હોય તેમને મારે એટલું જ કહેવાનુ છે, કે તો પછી ઈશ્વરના લીલાતનુઓમા જે વિશેષતા અને જે અનત જ્ઞાનસામર્થ્ય હોવાનું શાસ્ત્ર અને અનુભવી પુરુષો કહે છે તે ખોટું છે શું? વળી ઈશ્વરના લીલાતનુઓમા અથવા ઈશ્વરથી અભેદ ભાવને પામેલા પુરુષોમા તમામ સિદ્ધિઓ રહે છે, એ વાર્તા ખોટી કે ખરી? અને જો આવા પુરુષોને સિદ્ધિઓ પ્રાપ્ત હોય તો પછી તે ખરી કે ખોટી? યોગની જે સિદ્ધિઓનું તે શાસ્ત્રમા વર્ણન કરવામા આવે છે, તે શાસ્ત્ર ખરું કે ખોટું? તાત્પર્ય, કે જેમને આવી સિદ્ધિઓ પ્રાપ્ત હોય

છે તેમને આવી બાબતો કંઈ જ અશક્ય નથી પ્રભુની પોતાને યોગ સિદ્ધિઓ પ્રાપ્ત હોવાનું એક પ્રસંગ કહેતા હતા

જગત્ માનો કે ન માનો, પણ લેખક તો સાચી શ્રદ્ધાથી અને જાતે કરેલા અનુભવથી માને છે, કે પ્રભુશ્રીને આ વિશ્વમાં કંઈ જ અશક્ય ન હતું તે જગદ્ગુરુ જગત્‌ના સ્વામી હતા અને પોતાની ઇચ્છાને અનુ આખુ વિશ્વ વશ વર્તતુ હતું છેવટે એક પ્રસંગ જણાવીને આ પ્રકરણ હું પૂરૂ કરીશ તે પ્રસંગ સાંભળીને કદાચ કોઈ કોઈ, લેખકને ભ્રમિત મગજના પણ ગણશે પણ ભલે તેને તેમ માનો તે પોતે તો તેને અને તેણે જે જે પ્રસંગો પ્રભુશ્રીના સંબંધના લખ્યા છે તે સર્વને કેવળ સંભવિત અને સત્ય માને છે, એટલું જ નહિ, પણ તે પોતે માને છે, કે અમુક ભૂમિકા ઉપર જતા તે પોતે પણ એવા જ વ્યતિકરો અથવા જગત્ જેને ચમત્કાર કહે છે, તે કરી શકવાને સમર્થ છે

**ન**હકેશ્વરના યજ્ઞ વખતે **માઘ**શુદિ પૂર્ણિમાને દિવસે ચંદ્રગ્રહણ હતું બાર વાગે દિવસે જમી લેવાનું હતું પરંતુ તે પ્રમાણે કંઈ રસોઈ થઈ શકી નહિ, અને થઈ હશે તો પણ કંઈ તે વખત પૂર્વે જમવાનો પ્રભુશ્રીને અને પોતાની સાથેની ખાસ મંડળીને યોગ આવ્યો નહિ ત્રણેક વાગ્યાના સુમારે પ્રભુશ્રી સાથે ખાસ જમનાર મંડળી જમવા બેઠી તેમાં પૂજ્ય શ્રી મોટાભાઈ, શ્રી હસમુખભાઈ, શ્રી જેઠાભાઈ, શ્રી મણિભાઈ શ્રી ચંપકભાઈ, શ્રી ઈશ્વરભાઈ શ્રી હિંમતભાઈ, તથા બીજી બેચાર મંડળી અને લેખક પણ હતા પાનાથી છાએના માંડવામાં આ મંડળી જમવા બેઠી હતી પીરસાઈને જમવા બેસવાનો વખત થવા આવ્યો હતો તે વખતે પ્રભુશ્રી બોલ્યા કે "કેમ ભાઈઓ! આજે આપણે મોડું થયું ખરું? કેટલું, ત્રણેક કલાક મોડું થયું હો? જો તમને બધાને જમવાનો બંધ આવતો હોય તો આપણે આજે ત્રણ કલાક મોડું ગ્રહણ કરીએ? કેમ કોઈ બોલતા નથી? કેમ મણિભાઈ! તમારી શી ઇચ્છા છે? જે મંડળી પ્રભુશ્રી સાથે જમવા બેઠી હતી, તે સર્વ પ્રભુશ્રીને યથાર્થ ઓળ-

ખતી હતી તેથી કોઇ કંઇ બોલ્યું નહિ. એટલે પ્રભુશ્રીએ ફરી પૂછ્યું, કેમ
અ'યા! કોઇ બોલતા નથી! તમારી બધાની મરજી હોય તો આજે
ત્રણ કલાક ગ્રહણ મોડું થાય બોલો કેમ કોઇ બોલતા નથી? મંગુભાઇ
બોલી ઉઠયા, ના બાપજી! આપણને શાનો બાધ નડે તેમ છે? આપશ્રી
સાથે છો પછી અમારે બાધ શાનો? પ્રભુશ્રી બો'યા બહુ સારૂ ત્યારે,
જેવી તમારા બધાની મરજી"

આ વચનો જે ભાવથી પ્રભુશ્રી બો'યા હતા તે ભાન અને તે મુખમુદ્રા
લેખકના સ્મૃતિપટઉપર હજી યથાવત વિદ્યમાન છે લેખકની ખાત્રી છે,
કે ઘણા મનુષ્યો આ વાર્તાને ઠંડા પહોરના ગપ્પાંની ગણી કાઢશે જ, તે
છતા તે તદ્દન સત્ય હતી, અને પ્રભુશ્રી સર્વ કરવાને સમર્થ હતા, એમ
લેખક સંપૂર્ણ અને દૃઢ શ્રદ્ધાથી માને છે.

× × × × ×

પ્ર પ્રભુશ્રી પાસે ઘણા રાજાઓ આવતા તેમાના બે રાજાઓની
સાથેના પરિચયનો વૃત્તાંત મારા જાણવામા છે જેમાથી
એક અત્ર હું **અત્યંત** સ્વલ્પમા જણાવુ છું. "સંવત્ ૧૯૮૦ ના શ્રાવણ-
માસમા પ્રભુશ્રીના દર્શન કરવાને તથા પોતાનામા શુ છે તે જાણવાને x
રાજયના x નામના મહારાજ આવ્યા હતા. તેમણે પોતાની સાથેના માણસોને
પીપોલ સ્ટેશને રાખી તેમને પોતાની પાછળ આવવાનુ કહીને સાધારણ
વેષમા પોતે મજુસર આવ્યા શ્રાવણમાસમા મહારાજશ્રી હંમેશા આખો
માસ મૌન સેવતા અને કોઇની સાથે બોલતા નહિ. સવારમા આવીને દેવ
ગૃહના આગળના ઓરડામા આ મહારાજા સામાન્ય મનુષ્યની પેઠે બેઠા
તેમને કોઇએ પૂછ્યુ, કે ભાઇ! તમે ક્યાથી આવ્યા છો? તેમણે કહ્યુ,
કે અમુક ઠેકાણેથી. તમે શી જ્ઞાતે છો? તો તેમણે કહ્યુ કે ક્ષત્રિય કેમ
આવ્યા છો? તો કહ્યુ, કે મહારાજના દર્શન સારૂ બહુ સારૂ બેસો હમણા
મહારાજ નીચે ઉતરશે, પણ તમારી સાથે વાતચિત કરશે નહિ કારણ
પોતે આ માસમા મૌન સેવે છે. એ પ્રમાણે તે મનુષ્યે કહ્યુ તેમણે કહ્યુ,

કે બહુ સારૂ, જેવી ઇશ્વરની મરજી. પછી તે મહારાજા બીજા મનુષ્યો કે જે શંકરને ચઢાવવાને બીલી ચુંટતાં હતાં તેમની સાથે જઇને બીલી ચુંટવા લાગ્યા. થોડીવારે મહારાજશ્રી નિયમપ્રમાણે ગુરુ ભગવાનનું પુજન કરવાને પધાર્યા. તેમણે પૂજન કરીને એક પ્લેટ મંગાવી અને તેમાં લખ્યું, કે આ તમારી સાથે બેસીને જે બીલી ચુટે છે તે અમુક રાજ્યના મહારાજા છે. માટે તેમને સામાન્ય ગણીને તેમની ઉપેક્ષા કરશો નહિ. ( આવા કોઇ ભાવનું લખ્યું મને બરાબર સ્મરણમાં નથી. ) પછી આ મહારાજાએ પોતાશ્રીને હમણા કંઇ પણ વાતચિત બની શકશે, કે નહિ તેને માટે પૂછતાં પ્રભુશ્રીએ લખીને જણાવ્યું કે આ માનમાં વાતો નહિ થાય. પણ શ્રાવણ માસ પુરો થયા પછી થઇ શકશે. પછી આ મહારાજા પોતાને ગામ પાછા ગયા. શ્રાવણ માસ પૂરો થયા પછી તે પાછા દર્શનાર્થ અને સમાગમ માટે પધાર્યા તે વખતે પ્રભુશ્રીના સમાગમથી તે અત્યંત પ્રસન્ન થયા. તેમની સાથે એક પ્રસંગે નીચેપ્રમાણે વાતચિત થયેલી જે હું સ્વરૂપમાં અત્ર પ્રકટ કરૂં છું.

**મહારાજા**—આપનું દર મહિને કેટલું ખરચ હશે ?

પ્રભુશ્રી—મારા ખરચનો કાંઇ નિયમ નથી. ગમે તેટલું થાય

**મહારાજા**—તો પણ આશરે કેટલુ હશે ?

પ્રભુશ્રી—માસિક ખરચ આશરે પાંચસો છસોનુ હશે. નૈમિત્તિકનો હિસાબ નથી. મારી ધ્યાનમાં આવે ત્યારે હજાર ખરચું, પાંચ હજાર ખરચું, અને દશ વીશ હજાર પણ ખરચું.

**મહારાજા**—તો મારી આપને એ વિનતિ છે, કે આપે બીજા કોઇ પાસેથી એક પણ પૈસો ન લેવો, અને આપનું જેટલું ખરચ હશે તે હું મોકલી આપીશ.

પ્રભુશ્રી—પણ હું ક્યારે કોઇની પાસે માગું છું કે મારે બીજાની પાસે લેવા ન લેવાનું હોય. મારા ગુરૂ મહારાજની ઇચ્છાથી મારે જ્યારે જે જોઇએ તે ત્યારે આવી મળે છે, પછી મારે તમારી પાસેથી શીદ કંઇ પણ લેવું

પડે ? છતાં આપનો પ્રેમ છે તો તેથી બહુ સંતોષ છે. પણ આપે હાલમાં એક પાઇ પણ ન મોકલવી. ગુરુ ભગવાનની દયાથી બધું ઉત્તમ પ્રકારે ચાલે છે અને મને કોઇ જાતની અડચણ પડતી નથી.

પછીથી આ રાજાએ આ સંબંધમાં આગ્રહ કર્યો હતો, પણ પ્રભુશ્રીએ કંઇ પણ નહિ લેવાને સ્પષ્ટ ના કહી હતી.

પછી પ્રભુશ્રી વિષે આ મહારાજાની ભક્તિ વધતાં તેમણે પ્રભુશ્રીને પોતાશ્રીના રાજ્યમાં પોતાના સ્થાનમાં આગ્રહથી પધરાવી અમુક દિવસ રાખી તેઓશ્રીની ઘણી ઘણી સેવા કરી હતી. આ સ્થાનમા બનેલા અનેક જાણવા જેવા પ્રસંગો છે જે અન્ય સ્થળે પ્રકટ કરાશે. પછી આ રાજાએ પોતાશ્રીને યથાશક્તિ અમુક દ્રવ્ય અર્પણ કર્યું હતું જે લઇને પોતે પધાર્યા, કે તરત જ તેમાં બીજું ઘણું દ્રવ્ય ઉમેરી વિશેક હજાર રૂપૈયા ખરચીને નાંદોદમાં પ્રથમ બિંદુમાં જણાવ્યાપ્રમાણે અતિરુદ્ર કર્યો હતો અને પોતાશ્રીને મળેલા રૂપૈઆમાંથી એક પાઇ પણ ઘરમાં ન રાખતાં ઉલટા ઘરના બીજા રૂપૈયા ઉમેરી આ અતિરુદ્ર કર્યો હતો.

બીજા એક મોટા નૃપતિસાથે પણ પ્રભુશ્રીને પરિચય થયો હતો. તેમનો પણ પ્રભુશ્રીમાં ઘણો પ્રેમ જોવામા આવતો હતો. આ મહારાજા પણ પ્રભુશ્રીથી બહુ જ પ્રસન્ન થયા હતા. આ પ્રસંગ પણ પ્રભુશ્રીના જીવનમાં એક દિગ્વિજયજેવો છે, જે હવે પછી ઇશ્વરેચ્છા હશે તો પ્રસિદ્ધ કરવામાં આવશે. અત્ર આ બે પ્રસંગો જણાવવાનું તાત્પર્ય જૂદું છે. આ મહારાજા પાસેથી જો પ્રભુશ્રીએ ઇચ્છા કરી હોત તો પાચ દશ હજાર તો શું, પણ જેટલા જોઇએ તેટલા રૂપૈઆ મળી શકે તેમ હતું. પરંતુ આરંભથી જ પ્રભુશ્રીએ તેવી કોઇ ઇચ્છા કરી ન હતી, અને તેના પરિણામે જ તેમને પ્રભુશ્રીના વિદ્યમાનતામાં કંઇ પણ અર્પણ કરી મહાન શ્રેય પ્રાપ્ત કરવાની વૃત્તિ નહિ ઉત્પન્ન થઇ હોય એમ જણાય છે.

આ બે પ્રસગો અત્ર જણાવવાનુ પ્રયોજન એ છે, કે પ્રભુશ્રી રાજ્ય દ્રવ્યને નિષિદ્ધ ગણતા. તે મહા અનર્થને કરનાર છે, એમ પણ પ્રભુશ્રી

પ્રસગે કહેતા આ રાજ્ય દ્રવ્ય નિષિદ્ધ છે, એ સબધમા પ્રવૃત્તીએ મહાભારતના સપ્તર્ષિઓના સબધના એક પ્રસગપ્રતિ દૃષ્ટિ કરાવી હતી, જે પ્રસગ અત્રે નીચે મહાભારતમાથી પ્રકટ કરવામા આવે છે

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા—હે પિતામહ ! બ્રાહ્મણોને જુદા જુદા પ્રકારના દાનો આપે છે તે દેનાર અને ગ્રહણ કરનારાઓમા કોણ વિશેષ છે ? ભીષ્મ બોલ્યા—જે બ્રાહ્મણ સારા માણસથી દાન લે છે તથા નઠારા નરથી દાન લે છે તેમા ગુણવાન વિષે થોડો દોષ છે પણ નિર્ગુણ વિષે તો બુડે છે હે ભારત ! આ ઠેકાણે વૃષાદર્ભિ અને સપ્તર્ષિઓના સવાદરૂપ આ પ્રાચીન ઇતિહાસ કહુ છુ કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, ભરદ્વાજ, ગૌતમ, વિશ્વામિત્ર, જમદગ્નિ અને સતી અરૂધતિ તે સર્વની ગડા નામે કામ કરનારી ( દાસી ) હતી અને એનો ભર્તા પશુસખ શૂદ્ર હતો તેઓ સર્વ પૂર્વે સમાધિવડે સનાતન બ્રહ્મ લોકને મેળવવા તપ કરતા થકા આ પૃથ્વિમા ફરતા હતા હે કુરુનદન ! એ પછી જેમા ક્ષુધા સુકન લોક દુ ખે કરી પ્રાણ વાળો થયો હતો તે મોટી અનાવૃષ્ટિ સરખી થઇ ત્યારે પૂર્વે કોઇ પણ યજ્ઞમા શિબિ રાજાના પુત્ર શૈબ્યે ઋત્વિગોને પ્રથમ પુત્ર આપ્યો એ વખતમા અલ્પ આયુષ્યવાળો સમર્થ એવો તે મરણ પામ્યો અને ક્ષુધાથી સતાપ પામેલા તેઓ તેને વિંટીવળી ઉભા રહ્યા પછી હે ભારત ! ક્ષુધાથી પીડા પામેલા એવ ઋષિઓના યજમાનના પુત્રને પ્રાણરહિત જોઇ થાળીમા પકાવવા લાગ્યા આ રીતે અન્નરહિત થએલા આ લોકમા આત્માને રક્ષણ કરવા ઇચ્છતા એવા એ તપસ્વિઓ અન્નને કારણે દુ ખિત વૃત્તિને પામ્યા હતા એ પછી માર્ગમા ફરનારા, પૃથ્વીને પાળનારા રાજા શિબિના પુત્ર વૃષાદર્ભિએ પમાવતા, ક્લેશ પામતા તે ઋષિઓને જોયા. વૃષાદર્ભિ બોલ્યો—હે તપોધનો ! દાન તારે છે અને લેનારને પુષ્ટિ થાય છે માટે મારી પાસે જે ધન છે તે માગો માગનારો બ્રાહ્મણ મને પ્રિય જ છે વાસ્તે હુ તમને હજાર ખચ્ચર, એકેક સર્વમા શીઘ્ર ચાલનારી, શ્વેત રોમવાળી, ઉત્તમતાવાળી ઘોડીઓ આપુ, કુલીન, ધુરધર, સર્વથી પીડા

લાખ ખળદ આપુ, પણ તમે આ ન ભક્ષણ કરવા લાયક વસ્તુમાં આવો ભાવ ન કરો; હુ તમને પોષણમાટે શું આપું ? ઋષિઓ બોલ્યા—હે રાજન્ ! રાજાઓનુ દાન, મધના સરખું અતિ સ્વાદવાળું, અને ઝેરની ઉપમા અપાય તેવું છે, તે જાણનાર છતા તમે અમને શા માટે લોભાવવાનું કરો છો ? દેવતાઓના સમૂહરૂપ આ ક્ષેત્ર બ્રાહ્મણોને આશ્રય કરી રહ્યું છે. ( મતલબ બ્રાહ્મણો સર્વ દેવરૂપ છે ), માટે નિર્મળ તપવડે પ્રસન્ન થયેલો એ દેવતાઓને પ્રસન્ન કરે છે આ લોકમા કયારેક પણ દિવસમાં બ્રાહ્મણનુ જે તપ થાય છે તેને મળેલું રાજાનુ દાન અગ્નિની પેઠે બાળી નાખે છે માટે હે રાજન્ ! નિરતર તમારૂ દાન સહિત કુશળ થાઓ અને અર્થિઓ ( ઇચ્છાવાળાને ) ને સર્વ આપો, એમ કહી તેઓ બીજે ગામે ચાલતા થયા. તે મહાત્માનુ માસ કાચુ જ હતુ. અને આહારને ઇચ્છનારા તે સર્વ તેને ત્યજ્યા પછી વનમા ગયા. તે સમયે રાજાએ મોકલેલા એના મત્રિઓ વનમા જઇ ઉબરાના ફળોને શોધી તેઓને આપવા લાગ્યા પછી તેમના ચાકરોએ બીજા ફળો સુવર્ણ મધ્યમા નાખી આપ્યા અને તેઓને આપવા તેમની સમીપ દોડયા, એવામા અત્રિએ ભારે છે, એમ જાણી કહ્યુ, કે આ ફળો ગ્રહણ કરવા યોગ્ય નથી; અમે મંદ વિજ્ઞાનવાળા નથી અમે મદ બુદ્ધિવાળા નથી. આ સોનાવાળા છે એમ જાણીએ છીએ, અમે સમજનારા છીએ, અને જાગીએ છીએ. અહિ આ લીધેલ ( દાન ) મરણ પછી કડવા ઉદયવાળુ થાય માટે મરણ પછી સુખને ઇચ્છનારાએ અહિ દાન લેવા યોગ્ય નથી વસિષ્ઠ બોલ્યા—સો મોહોર જેટલુ, હજાર મોહોર જેટલુ તથા ઘણું દાન લેનારો અતિ પાપિ ગતિમા પડે છે કશ્યપ બોલ્યા—પૃથ્વીમા જે ચોખા, જવ, સુવર્ણ, પશુ, અને સ્ત્રિઓ છે તે સર્વ એકને સપૂર્ણ નથી માટે વિદ્વાને શાતિ રાખવી. ભરદ્વાજ બોલ્યા—જે રીતે ઉત્પન્ન થયેલા વૃદ્ધિને પામતા રૂરૂ મૃગનું શિગડુ પણ વધે છે તે રીતે પુરૂષની પ્રાર્થના ( ઇચ્છા ) પણ વધતી જાય છે, માટે તેમના સુખની માત્રા નથી. ગૌતમ બોલ્યા કે—તે દ્રવ્ય લોકમાં

નથી કે જે લોભને સપૂર્ણ કરે, ગમણુ કે સમુદ્રના સરખો પુરુષ ન્યારે પણ પૂરાતો નથી વિશ્વામિત્ર બોલ્યા—કામનાને ઇચ્છનારાની જ્યારે કામના વધે છે ત્યારે પાછી એને બીજી તૃષ્ણા રૂપ કામના બાણુની પેઠે વિધે છે જમદગ્નિ બોલ્યા, કે દાનમા જે સયમ ( નિયમ ) રાખવો તે જરૂર તપને ધારણ કરે છે અને અહિ લોભ પામનારા બ્રાહ્મણનું તે ધન ભ્રષ્ટ થાય છે અરૂધતી બોલ્યા—ધર્મને માટે દ્રવ્યોનો જે સચય કરવો તે એમ મતથી માનેલો છે, પણ આ લોકમા દ્રવ્યના સગ્રહથી તપનો સગ્રહ ઉત્તમ છે ગડા બોલી—જે આ ઉગ્ર ભયથી મારા આ અતિ બળવાન્ માનેલો બ્હીએ છે, ત્યારે હુ એથી અધિક દુર્બળની પેઠે ડરૂ છુ પશુસખ બોલ્યો—વિધર્મમા જે પરમપદ નથી તે પરમપદને બ્રાહ્મણો ધન માને છે, માટે હુ વિનયને અર્થે (શિખવા માટે) સારા વિદ્વાનની યથાયોગ્ય ઉપાસના કરૂ છુ ઋષિઓ બોલ્યા કે જેની આ પ્રજા છે અને જે આ રીતે કપટયુક્ત ફળો આપણને આપે છે તેનુ દાન સાથે કુશળ થાઓ ભીષ્મ બોલ્યા કે આ પ્રમાણે કહી જેઓના મધ્યમા સુવર્ણ નાખેલુ છે તે ફળોને ત્યજી જેઓએ વ્રત ધારણ કરેલુ છે એવા તે સર્વ ઋષિઓ બીજે ગયા મત્રિઓ બોલ્યા—હે પૃથ્વીના પતિ તમારા કપટની શકાથી તેઓ તે ફળોને ત્યજ્યા પછી બીજે માર્ગે જ ગયા તે તમને વિદિત થાઓ આ પ્રમાણે તે નોકરાએ કહ્યુ ત્યાર તે સાભળીને વૃષાદર્ભિ ક્રોધિ બળગયો અને તેઓ સર્વનો બદલો વાળવા ઘેર ગયો જઇને તીવ્ર નિયમમા રહેતા તે રાજાએ હોમવાયોગ્ય અગ્નિમા સસ્મરવાળા મત્રોથી એક એક આહુતિ હોમવા માડી તે અગ્નિમાથી લોકને ભય કરનારી કૃત્યા ઉત્પન્ન થઇ, તેનુ નામ વૃષાદર્ભિએ "યાતુધાની એમ પાડયુ તે કૃત્યા કાળ રાત્રીની પેઠે બે હાથ જોડી ઉભી રહી અને વૃષાદર્ભિ રાજાને શુ કરુ, એમ કહેવા લાગી. વૃષાદર્ભિ બોલ્યો—જા, સાત ઋષિ અરૂધતી, દાસીના પતિ, અને દાસીના નામને મનથી ધારણ કર અને તેમના નામને જાણી એ સર્વને નાશ પમાડ તેઓ નાશ પામે ત્યારે જ્યા તારી ઇચ્છા હોય ત્યા જજે તે સ્વરૂપવાળી "યાતુધાની ' તમે

કહ્યું તેમ કરીશ, એમ પ્રતિજ્ઞા કરી જ્યાં તે મહાપઓ ફરતા હતા તે વનમાં ગઇ. ભીષ્મ બોલ્યા હે રાજન્ ! હવે અત્રિ વગેરે મહર્ષિઓ તે વનમાં મૂળ તથા ફળોને ખાતા ફરતા હતા. પછી તેઓએ અતિસ્થૂલ, ખભા, હાથ, પગ, મુખ, અને પેટવાળા, સ્થૂળ અંગોવાળા તથા કુતરાની સાથે જતા પરિવ્રાજને જોયો. તે સર્વ અંગોથી વધેલા, શુભ પરિવ્રાજને જોઇ અરૂંધતીએ ઋષિઓને એવું કહ્યું કે તમે આવા થશો નહિ. વસિષ્ઠ બોલ્યા—અહિં આપણું જેમ સાયંકાલ અને પ્રાતઃકાલે હોમવાયોગ્ય અગ્નિહોત્ર ન હોમેલું છે તેમ એને નથી. તેથી તે કૂતરાસહિત જાડો છે. અત્રિ બોલ્યાં—જે રીતે આપણું વીર્ય ક્ષુધાવડે નાશ પામેલું છે અને દુઃખે અધ્યયન કરેલું પણ નષ્ટ થયું છે તે રીતે એને અહિં નથી તેથી કૂતરાસહિત સ્થૂળ છે. વિશ્વામિત્ર બોલ્યા—આપણી પેઠે અહિં નિરંતર શાસ્ત્રરૂપ ( શાસ્ત્રમાં કહેલો ) ક્ષય પામેલો ધર્મ આને નથી. વળી આળસુ, ક્ષુધામાં તત્પર અને મૂર્ખ છે તેણે કરી કૂતરાસહિત સ્થૂળ છે. જમદગ્નિ બોલ્યા—જે પ્રમાણે આપણને વર્ષના અન્ન અને બળતણનો ચિત્તમાં વિચાર છે તે પ્રમાણે આને અહિં નથી તેણે કરી કૂતરાસહિત સ્થૂળ છે. ગૌતમ બોલ્યા—આપણી પેઠે ત્રણ વર્ષનું ( અંતિ જાનું ) ત્રણ દોરાથી સાંધેલું એક એક ટૂકું મૃગનું ચર્મ નથી તેણે કરી કૂતરાસહિત સ્થૂળ છે. કશ્યપ બોલ્યા—આને આપણી પેઠે ચાર સહોદર ( સગા ભાઇઓ ) "આપો આપો" એમ માગનારા નથી તેણે કરી કૂતરાસહિત સ્થૂળ છે. ભરદ્વાજ બોલ્યા—આપણી પેઠે આ, બુદ્ધિરહિત, બ્રહ્મબંધુ ( બ્રાહ્મણ જેવા ) ને સ્ત્રીના આરોપથી થયેલો શોક નથી તેણે કરી કૂતરાસહિત સ્થૂળ છે. ભીષ્મ બોલ્યા—એ પછી તે પરિવ્રાજ ( સંન્યાસી ) ને ઋષિઓને જોઇ કૂતરાની સાથે ન્યાય ( લોક રીતિ ) પ્રમાણે તેની પાસે જઇ હાથનો સ્પર્શ કરવા લાગ્યો. અને વનમાં ક્ષુધાને નિવારણ કરનારી સેવા પરસ્પર જણાવી તેઓ સાથે જ રહેવા લાગ્યા. વળી એક નિશ્ચય અને એક કામવાળા મળ, ફળોને તોડી મહર્ષ

ફરનારા તેઓ વનોમા ફરવા લાગ્યા કોઇ વખતે તેઓએ ઘાટા વૃક્ષોથી વીંટાએલી, પવિત્ર જળ અને નિર્મળ પાણીવાળી, સુંદર, બાળ સૂર્યના શરીરસરખી શોભાવાળાં કમળોથી શોભતી, વૈડૂર્ય મણિના વર્ણસરખી, કમળની પાંખડીઓવડે વિંટાએલ, જળના સમૂહ ( જળના જથા ) ને મેરનારા જૂદા પ્રકારવાળાં પક્ષિઓવડે યુક્ત, એક જેવું દ્વાર છે એવી, કાદવરહિત, ન લઇ શકાય તેવી, અને જેમા ઉતરવાનો માર્ગ સારો છે એવી કમલિની ( કમળની વેલ ) દીઠી તે કમલિનીને રૂપાદર્શે મોકલેલી, વિકાર યુક્ત દેખાવવાળી " યાતુધાની " એ રીતે વિખ્યાત થયેલી કૃત્યા રક્ષણ કરતી હતી. તે કૃત્યાએ સાચવેલી કમલિની પાસે કમળતંતુ સારૂ પશુસખ જેઓનો સહાય છે એવા તે સર્વ મહર્ષિઓ ગયા. તે વખતે તે મહર્ષિઓ તે ખરાબ દેખાવવાળી કમલિનીના તીરમાં રહેલી, તે યાતુધાની કૃત્યાને જોઇ બોલ્યા કે એકલી તુ કોણ ? કોને અર્થે રહેલી છે ? શુ પ્રયોજન છે ? અને કમલિનીના તીરનો આશ્રય કરી તુ શું કરવા ઇચ્છે છે, તે કહે યાતુધાની બોલી—હે તપરૂપ ધનવાળા હુ જે છુ તે છુ. ' તમારે કોઇ રીતે પૂછવુ નહિ તમે સર્વ મને કમલિનીની રક્ષણ કરનારી જાણો ઋષિઓ બોલ્યા અમે સર્વ ભૂખથી પીડિત જ છીએ અને અમારી પાસે બીજુ કશુ નથી માટે તમારૂ મત હોય તો અમે સર્વ કમળના તંતુઓ લેઇએ યાતુધાની બોલી કે—અહિ કરારવડે ઇચ્છાથી કમળના તંતુઓ ગ્રહણ કરો પ્રથમ મને એક એક નામ કહી પછીથી ગ્રહણ કરો, વાર લગાડો મા ભીષ્મ બોલ્યા—તે યાતુધાની કૃત્યાને ઋષિઓના વધને ઇચ્છનારી જાણી ક્ષુધાવ્યાપ્ત આત્માવાળા અત્રિ તે સમયે વચન બોલ્યા. અત્રિએ કહ્યુ—હે શોભને ( શોભનારી ) જે પાપથી રક્ષા કરે તે અત્રિ, અને જે હમણા રાત્રીમા ત્રણ વાર નથી ભણ્યો તે અરાત્રી અથવા પાપથી રક્ષા કરે તે પણ અરાત્રિ કહેલ છે. માટે અરાત્રિ અને અત્રિ એજ મારૂં નામ જાણો. યાતુધાની બોલી—હે મહા કાંતિવાળા, તમે મારી પાસે જે કહ્યુ તેમ નથી, હુ એ ધારણ કરાય એવુ છે માટે જાઓ, કમલિનીને કાંઠે ઉતરો. વસિષ્ઠ બોલ્યા—હું અતિ વસુવાળો અટલે

અણિમા સિદ્ધિવાળો અતિ ઉત્તમ છું અને વસનાયોગ્ય સ્થાનોમાં વસું છું માટે વસિષ્ઠ ( અતિવસુમાન્ ) પણાથી અને વાસ ( વસવાથી ) થી મને વસિષ્ઠ એ રીતે જાણો. યાતુધાની બોલી—દુઃખે કરી જેના અક્ષરો કહેવા છે એવો આ તમારા નામનો નિશ્ચય છે, એ ધારણ કરાય તેમ નથી માટે જાઓ, કમલિનીને તીરે ઉતરો. કશ્યપ બોલ્યા—હું કુળ કુળ પ્રત્યે કશ્યપ નામે બ્રાહ્મણ એટલે અંતર્યામીરૂપે કરી શરીરોને પાળનાર, જ્વરરૂપે કરી ભોગવનાર અને બ્રહ્મરૂપે કરી લય પમાડનાર છું. કુમ એટલે સૂર્યરૂપ છું અને કાશ પુષ્પની તુલ્યતાથી કાશ્ય ( દિપ્તિમાન ) છું, આ મારું નામ ધારો. યાતુધાની બોલી હે મહામુને—જે રીતે આ નામ તમે મારી પાસે કહ્યું, એમ નથી, હું જે ધારણ કરી શકાય એવું છે માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. ભરદ્વાજ બોલ્યા—હે શોભને ( સુંદરી ) હું પુત્ર ન હોય તેઓને, દેવતાઓને, બ્રાહ્મણોને, અને ભાર્યાને, પોષું છું તેથી ભરદ્વાજ છું. યાતુધાની બોલી—દુખે જેના નામના અક્ષરો કહેવા છે એવું તમારા નામનું નિરૂપણ છે. એ મનથી દુખે ધારણ કરાય માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો ગૌતમ બોલ્યા—હે કૃત્યે, હે યાતુધાની, હું ઇન્દ્રિયોને જીતવાથી સ્વર્ગ અને પૃથ્વીને નિયમમા રાખનાર છું, ધૂમરહિત અગ્નિના જેવો છું, તમારામા બ્રહ્મને જોવાથી બીજાએ જેનું દમન ન થાય એવો છું, માટે મને ગૌતમ જાણો યાતુધાની બોલી—હે મહરાને જે રીતે તમે મારી પાસે આ નામ કહ્યું એ ધારણ કરી શકાય એમ નથી માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો વિશ્વામિત્ર બોલ્યા—હે યાતુધાની, વિશ્વદેવા ( બ્રહ્માડના દેવો અને ઇંદ્રિયો ) મારા મિત્ર રૂપ છે. અને હું ઇન્દ્રિયોનો મિત્ર છું તેથી મને વિશ્વામિત્ર એ રીતે ખ્યાતિ પામેલો જાણો. યાતુધાની બોલી દુખે કરી જેના અક્ષરો કહેવા છે એવો તમારા નામનો નિશ્ચય છે, એ ધારી શકાય તેમ નથી. માટે જાઓ, કમલિની પ્રત્યે ઉતરો. જમદગ્નિ બોલ્યા—હે શોભને ( કલ્યાણિ ) જેમા દેવોનું યજન કરાય છે એવા અગ્નિના પ્રાકટ્યથી હું થયો છું, એમ જાણો અને તેથી જમદગ્નિ એમ પ્રસિદ્ધ છું, માટે મને માનો. યાતુધાની બોલી હે મહમુને

જે રીતે તમે આ નામ મારી પાસે કહ્યું એ ધારણ કરી શકાય એવું નથી, માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. અરૂંધતિ બોલ્યાં—સ્વામિની પાછળ પર્વતો, પૃથ્વી, અને સ્વર્ગમાં રહું છું તથા ભર્ત્તાના મનને અનુસરૂં છું તેથી મને અરૂંધતી એમ જાણો. યાતુધાની બોલી—દુઃખે જેના અક્ષરો કહેલા છે, એવો આ તમારા નામનો નિશ્ચય ધારણ કરી શકાય તેમ નથી માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. ગંડા બોલી—એ અનલસંભવે (અગ્નિ,થી થયેલ) મુખના એક ભાગમાં આ ધાતુને ગંડ એ રીતે કહે છે તે ઉચા ભાગે કરી ગંડા એ રીતે મને પ્રસિદ્ધ થયેલી જાણો. યાતુધાની બોલી—જેના અક્ષરો દુઃખથી બોલેલ છે એવો આ તમારા નામનો નિશ્ચય ધારણ કરી શકાય તેમ નથી માટે ચાલતાં થાઓ અને કમલિની પ્રત્યે ઉતરો. પશુસખ બોલ્યો— હે અગ્નિ સંભવે (અગ્નિથી થયેલ) હું પશુઓ (જીવો) ને જોઇ રંજન પામું છું, નિરંતર પશુઓનો સખા છું તેથી મારૂં ગૌણ નામ પશુસખા છે એમ જાણો. યાતુધાની બોલી દુઃખે કરી જેના અક્ષરો કહેલા છે એવું તમારૂં આ નામ છે તે ધારણ કરી શકાય તેમ નથી માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. શુનઃસખ બોલ્યો—હે યાતુધાની, આ ઋષિઓએ જે રીતે હું અહિં કહેવા ઉત્સાહ પામતો નથી, પણ મને સંન્યાસીઓના સખા ધારો. યાતુધાની બોલી—હે દ્વિજ, સંદેહવાળી વાણીવડે આ તમારા નામના નિશ્ચયનું બોલવું છે, માટે ફરી હવે તમે જે નામ હોય તે કહો.

કરી કમલિની ને તીરે નાખી જળવડે તર્પણ કરવા લાગ્યા. એ પછી તે જળપાસેથી ઉભા થઇ સર્વ શ્રેષ્ઠ પુરૂષો બહાર આવ્યા; પણ તેઓએ કમળતંતુઓ દીઠા નહિ ઋષિઓ બોલ્યા–કોણે ક્રુરે ક્ષુધાથી વ્યાપ્ત, પાપ કર્મવાળા અહાર ને ઇચ્છનારા આપણા કમળતંતુઓ લીધા ! આ રીતે શંકા પામેલા તે શ્રેષ્ટ બ્રાહ્મણો એક બીજાને પૂછવા લાગ્યા. અને હે અરિકર્શન, તેઓ સર્વ ઠરાવ કરવા લાગ્યા. વળી તેઓ સર્વ 'ઠીક' એમ કહી તે જ વખતે સાથે ભુખથી પીડા પામેલા અને અતિ થાકેલા મન દેવા લાગ્યા. અત્રિ બોલ્યા–જે કમળતંતુઓની ચોરી કરનાર છે તે પગવડે ગાયનો સ્પર્શ કરો, સૂર્યની સામે લઘુશંકા કરો અને અનધ્યાયોમા અધ્યયન કરો. વસિષ્ટ બોલ્યા જે કમળતતુંઓની ચોરી કરનાર છે તે લોકમા અનાધ્યાયવિષે ભણો, કુતરાઓને એ ચો અને પરિવ્રાજ ( સન્યાસી ) છતા કામવૃત્તિવાળો થાઓ જે કમળના તંતુઓની ચોરી કરે છે તે શરણાગતને હણો, પોતાની પુત્રીથી ( તેનું મૂલ્ય લઇ ) આજીવિકા ચલવો અને કૃપણથી અથવા ખેડુથી અર્થોને ઇચ્છો. કશ્યપ બોલ્યા જે કમળતંતુઓની ચોરી કરનાર છે તે સર્વ ઠેકાણે બધુ બોલો, થાપણનો લોપ કરો, અને ખોટા સાક્ષીપણાને પામો. જે કમળના તતુઓની ચોરી કરનાર છે તે વૃથા માસને ખાનાર થાઓ, વૃથા દાન કરો, અને દિવસે સ્ત્રી પામે જાઓ. ભરદ્વાજ બોલ્યા–જે કમળતતુઓની ચોરી કરનાર છે તે ક્રુર, તથા સ્ત્રી જાતિ અને ગાયોવિષે ધર્મને ત્યજનાર થાઓ, અને બ્રાહ્મણને પણ યુદ્ધ કે વાદમા જીતો જે કમળતતુઓની ચોરી કરનાર છે તે ઉપાધ્યાયને નીચે કરી ઋક્ અને યજુષને જાણો તથા ખડના અગ્નિમા હોમ કરો જમદગ્નિ બોલ્યા–જે કમળતતુઓની ચોરી કરે છે તે પાણીમા વિષ્ટા ફેંકો, ગાયને હણો, અને દ્રોહ કરો તથા ઋતુવિના મૈથુન પામો જે કમળતંતુઓની ચોરી કરે છે તે દ્વષયોગ્ય, ભાર્યાવડે આજીવિકા ચલાવનાર દુર જેઓના બધુ છે એવો અને વૈરવાન થાઓ તેમ એક બીજાના અતિથિ થાઓ. ગૌતમ બોલ્યા–જે કમળતતુઓની ચોરી કરનાર છે તે એક કૂવાવડે જેમા

જેમાં આજીવિકા ચાલતી હોય તે ગામમાં વસનારો જે બ્રાહ્મણ શૂદ્રીનો પતિ હોય તેની સમાન લોકપણાને પામો. વિશ્વામિત્ર બોલ્યા—જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે ગતિરહિત, બહુપુત્રવાળો થાઓ અને એના જીવતાં બીજા લોકો એના ગુરૂ ( પિતા વગેરે ) અને દાસોનું ભરણ પોષણ કરો. જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે વેદના સમૂહવાળો છતાં અપવિત્ર સમૃદ્ધિવડે અહંકારી, અને ખેડુત છતાં મત્સરવાળો થાઓ. જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે રાજાનો પુરોહિત, વર્ષાકાળમાં ફરનારો ચાકર, અને ન યજન કરાવવા યોગ્ય જનનો ઋત્વિક્ થાઓ. અરૂંધતી બોલ્યાં; જે સ્ત્રી કમળના તંતુઓનની ચોરી કરનારી છે તે નિત્ય સાસુને પરાભવ પમાડો, ભર્તાથી ઉદાસ થાઓ અને એકલી સ્વાદ ચાખો. જે સ્ત્રી કમળના તંતુઓની ચોરી કરનાર છે. તે જ્ઞાતિઓ ( નાતીલાઓ ) ના ઘરના મધ્યમાં રહેલી દિવસાન્તર વખતે માથેરો ખાઓ; તેમ ન ભોગવવા લાયક ( જેની યોનિ બગડેલ છે એવી ) વીરને જણનારી થાઓ. ગંડા બોલી—જે સ્ત્રી કમળતંતુઓની ચોરી કરનાર છે તે સદા ખોટું બોલો, બંધુઓ ( સગાં ) સાથે વિરોધ કરો, અને મધ્યવડે કન્યા આપો. જે સ્ત્રી ચોરી કરનારી છે તે પોતે અન્ન રાંધી ખાઓ, દાસીપણામાં જુની ( વૃદ્ધ ) થાઓ અને ખરાબ કર્મવડે માન પામો. પશુસખ બોલ્યો—જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે ઉત્તમ જન્મરહિત, નિર્ધન, દેવતાઓની પાસે ન નમનાર અને દાસજ થાઓ. શુન:સખ બોલ્યો—જે કમળતંતુઓ ચોરનાર છે તે બ્રહ્મચર્યને ન પાળનારા છંદોગને અથવા અધ્વર્યુને દીકરી આપો અથવા વિપ્ર અથર્વ વેદને ભણી કુશળ થાઓ. ઋષિઓ બોલ્યા—હે શુન:સખ, તમે જે આ શપથ કર્યો ( સમ ખાધા ) એ બ્રાહ્મણોને પ્રિય છે માટે તમે સર્વના કમળતંતુઓની ચોરી કરી છે. શુન:સખ બોલ્યો—અહિં નાખેલા ભક્ષ્ય પદાર્થને ન જોતાં કરેલા કર્મવાળા તમોએ જે કહ્યું તે સત્ય છે. પણ એ મિથ્યા ( ખોટું ) નથી. મેં કમળના તંતુઓની ચોરી કરી છે. હે પાપરહિત પુરુષો, મેં સંતાડેલા આ કમળતંતુઓ જુઓ, આ રીતે મેં આપ ભગવાનોની પરીક્ષા

સારૂ કર્યું હતું હું તમારા સર્વની રક્ષાઅર્થે આવેલો છુ, કારણ કે આ અતિક્રૂર, વૃષાદર્ભિએ મોકલેલી યાતુધાની તમારા વધને ઇચ્છનારી હતી હે તપોધનો ! મેં એને હણી હે વિપ્રો, આ દુષ્ટ, પાપી, અગ્નિથી થયેલી તમને હણત નેથી (તેમ જાણી) હું આવેલો છું તમે મને ઇન્દ્ર સમજો હે બ્રાહ્મણો, લોભ ન કરવાથી સર્વ કામનાને આપનારા, અક્ષય લોકો તમને પ્રાપ્ત થયા છે માટે શિઘ્ર અહિંથી ઉઠો અને તે લોકને પામો ભીષ્મ મે યાન્ત્યારે પ્રસન્ન થયેલા સર્વ મહર્ષિયો " ઠીક " એમ ઇન્દ્રને કહી દેવતાઓના અધિપતિની સાથે જ સ્વર્ગપ્રત્યે ગયા. આ પ્રમાણે તે કાળમાં ઘણી ક્ષુધાવડે યુક્ત એવા એ મહાત્માઓએ બહુ પ્રકારના ભોગોએ કરી પ્રાર્થના કરેલ છતાં લોભ કરતા ન હતા તો સ્વર્ગને પામ્યા, માટે સર્વ અવસ્થાઓમાં પુરૂષે લોભનો ત્યાગ કરવો હે રાજન્ ! આ ઉત્તમ ધર્મ છે માટે લોભને ત્યજવો જે નર આ સારા ચરિતને સમુદાયમાં કહે છે તે અર્થને ભોગવનાર થાય છે અને દુઃખ પામતો નથી વળી એના પિતૃ ઋષિયો તથા દેવતા પ્રસન્ન થાય છે અને એ મનુષ્ય મુઆ પછી યશ, ધર્મ અને અર્થનો ભાગી (ભાગવાળો) થાય છે

प्रियन्ते पितरश्चास्य ऋषयोदेवता स्तथा ॥
यशोधर्मार्थभागीच भवति प्रेत्य मानवः ॥ १४९ ॥

इति श्र म० श० आ० दा० विषदैन्योपाख्याने त्रिनवतितमोऽध्याय ॥९३॥

× × × × ×

આ પ્રસંગ એ વાતને જણાવે છે કે સપ્તર્ષિઓ ભયંકર દુકાળને લીધે ભુખના દુઃખથી અત્યંત પીડાતા છતાં તેમણે રાજાના દાનનો અને રાજ્યના અન્નનો સ્વીકાર કર્યો નહતો, અને તે સર્વનો ત્યાગ કરીને તે આગળ ચાલ્યા હતા રાજ્યનું દ્રવ્ય નિષિદ્ધ હોય છે, એ આ પ્રસંગ સૂચવે છે

---

# પ્રભુશ્રીના જીવનના નિયમો.

૧ પોતે હંમેશા સવારે બ્રાહ્મમુહૂર્તે ઉઠતા પ્રકૃતિ નરમ હોય તોપણ પોતે આ નિયમનુ ખંડન થવા દેતા નહિ

૨ પ્રાતઃકાળે વ્યવહારના ગમે તે કામ હોય તે ગૌણ કરી શૌચસ્નાન કરીને સંધ્યાવંદન કરતા તથા જપતપ કરતા પોતાના આખા જીવનમા પોતે નિયમિત તપોમય જીવન ગાળતા. પોતાના આખા જીવનમા એક પણ દિવસ પોતે આ સબંધમા પ્રમાદ સેવ્યો નથી નરમ પ્રકૃતિમા પણ પ્રાતઃકાળનો સમય પોતે ઇશ્વચિંતનમા જ ગાળતા

૩ કેઇ ગામ જવાનુ હોય ત્યારે સંધ્યા અને જે કંઇ જપતપ કરવાનો નિયમ હોય તે કરીને જ પોતે ગામ જતા રાત્રે બે ત્રણ વાગે ઉઠીને પણ પોતાનો ક્રમ પોતે સાધી લે અને પછી ગામ પધારે

૪ વ્યવહારના બીજા કાર્ય પોતે કરતા તે માત્ર નામના જ પ્રધાનપણે ઉપાસનામય અથવા તપોમય જીવન પોતે ગાળતા

૫ પોતે અખંડ આનંદ અને મસ્તીમા રહેતા

૬ કોઇના આગળ પણ દીનતા દાખવતા નહિ, કે કદી કોઇના આગળ યાચના કરતા નહિ ઇશ્વર પોતાના ઘરમા બેઠા જે કંઇ મોકલે તેથી સંતોષ માનીને પોતે આનંદમા રહેતા

૭ વ્યાપાર, કે નોકરી વગેરે કંઇ ન કરતા માત્ર બ્રાહ્મણે ગાળવુ જોઇએ તેવુ જ જીવન પોતે ગાળતા

૮ નિદ્રાનો સંપૂર્ણ જય કરેલો પોતાના જીવનમા જણાતો હિવમે જમ્યા પછી વિશ્રાંતિમાટે પોતે સૂતા પણ તે સહજ સમય જ સૂતા તે વખતમા પણ તે ઉંઘતા નહિ. પણ સ્વરૂપમા વિશ્રાંતિ લેતા રાત્રે ગમે તેટલા મોડા સૂતા હોય તો પણ પોતાને ત્રણ ચાર વાગે ઉઠવાનો સમય થાય એટલે તરત ઉઠી જતા

૯ અમુક ઠેકાણે આમ છે અને તેમ છે, અમુક આવે છે અને તેવે છે, એ પ્રકારની કોઇ વ્યક્તિની કે કોઇ પંથની કે કોઇ ધર્મની પોતે પોતાના આખા જીવનમા કદી પણ નિંદા કે ટીકા કરી નથી કે પોતાની સમક્ષ પોતે કોઇ બીજાને પણ તે પ્રમાણે કરવા દીધું નથી. પોતે ભલા અને પોતાનું કર્તવ્ય ભલું, એ માર્ગે પોતે વર્ત્યા છે.

૧૦ પ્રભુશ્રીના આશ્રમમા મોટા મોટા શેઠીઆઓ અને રાજાઓ આવતા પણ તેમના આગળ કોઇ જાતની સ્પૃહા પોતે કદી રાખી નથી, પરંતુ નિ સ્પૃહપણે જ પોતે વર્ત્યા છે. પોતાની પાસે આવનાર ગરીબ હો, કે શ્રીમાન હો, પરંતુ માત્ર તેનુ કલ્યાણ કરવું, એ જ પોતાનુ પ્રિય વ્રત હતું

૧૧ લોભ કે અસતોષ પોતાના જીવનમા પ્રવેશવા પામ્યો ન હતો હમેશા પોતે નિર્લોભ અને સતુષ્ટ રહેતા

૧૨ મોઢાની પાસેથી યાચનાથી, યુક્તિપ્રયુક્તિથી, નટખટતાથી, કે બીજી કોઇપણ રીતે પોતે પૈસા કઢાવવાનો પ્રયત્ન કર્યો નથી. અદૃષ્ટથી જે આવી મળે તેથી પોતે સતોષ માનતા. આપણા ગુરુ સમર્થ, આપણા ગુરુ અનત બ્રહ્માડના અધિપતિ, પછી આપણે શીદ કોઇના આગળ યાચના કે દીનતા કરવી પડે, એ પ્રમાણે પોતે કહેતા

૧૩ પોતે ગૃહસ્થાશ્રમી હોવાથી પરણાવવાના પરતાવવાના ન્યાત વ્યવહાર વગેરેના અનેક પ્રસંગો પોતાના જીવનમા પ્રાપ્ત થયા હતા જ્યારે જ્યારે આવો પ્રસગ આવે ત્યારે પોતે જરાપણ સંકોચવિના પુષ્કળ ખરચ કરે. હજારો રૂપૈયા પોતાના જીવનમા પોતાની પાસે આવ્યા હશે તથા ગયા હશે, છતા આશ્ચર્ય એ હતુ, કે પોતે કદી પૈસાને અડતા નહિ કોઇ પોતાના ચરણમા પૈસા મૂકે તો પોતે તેને અડે નહિ. જે કોઇ પાસે હોય તે લેઇ લે અને જરૂરવાળા, કે જેમને આપવાના હોય તેમને આપે, પણ પોતે કદી લક્ષ્મીને હાથ અડકાડે નહિ, એક પ્રસગે પોતે વાસદ તરફથી મજુસર વડોદરે થઇને પધારતા હતા હુ વડોદરા સ્ટેશને દર્શન કરવા ગયો ત્યારે

હું પીપલાવ સુધી પોતાની સાથે વાર્તાલાપ કરતો કરતો ગયો. તેઓ બીજી ગાડીમાં પીપલાવ સ્ટેશનેથી પાછા આવી શકવાની સગવડ હોવાથી હું પ્રભુશ્રીની સાથે ગયો હતો. પીપલાવ સ્ટેશને ઉતર્યાં એટલે એક શ્રાવક ટ' પ્રભુશ્રીને મળવા જતી હતી તે મળી. તેણે રેલ્વેના પાટા ઉપર જ પોતાનું દુઃખ હતું તે કહી દીધું. પ્રભુશ્રીએ તેનું ઘટે તે સમાધાન કર્યું. બાઈએ એક રૂપિયો પોતાના ચરણમાં મૂક્યો. વાત થઈ રહેતાં પ્રભુશ્રી આગળ ચાલવા લાગ્યા અને રૂપિયો ત્યાંનો ત્યાં જ રહ્યો. પછી મેં તે રૂપિયો ઉપાડીને સાથે કોઈ હતું તેમને આપ્યો. આ પ્રસંગથી મને ખબર પડી, કે પ્રભુશ્રી લક્ષ્મીની છોળો મધ્યે રહે છે, છતાં તેનો પોતાને સ્પર્શ થવા દેતા નથી.

૧૪ નિરભિમાનતા પ્રભુના જેવી તો બીજે ક્યાંયે જોવામાં આવી નથી, અને આવશે નહિ. પોતાના ચરણમાં અનેક સિદ્ધિઓ નિવાસ કરતી હતી તથા પોતે અનંત જ્ઞાન ઐશ્વર્યયુક્ત હતા, છતાં પોતે એટલી નમ્રતા રાખતા કે કંઈ કહેવાની વાત નહિ. પોતે એક સાધારણ મનુષ્ય હોય તે પ્રમાણે વર્તે. ભાઈ હું તો કંઈ ભણ્યો નથી, હું તો એક સાધારણ માણસ છું, એ પ્રમાણે જેના તેના આગળ બોલે. એક પ્રસંગે વડોદરાના સ્ટેશને ઉતર્યા હતા તે પ્રસંગે તેઓશ્રીની સાથે મે. ઘાટગે સાહેબ સાથે હતા. તે વખતે ખેડાના એક અમલદાર પણ મે. ઘાટગે સાહેબ સાથે હતા, જે પ્રભુશ્રીને જાણતા ન હતા. મે. ઘાટગે સાહેબે અંગ્રેજીમાં તેમને કહેવા માંડ્યું, કે He is my revered Guru, the Maharaj of Manjusar &—આ મારા પૂજ્ય ગુરુ છે, તે મજુસરના મહારાજ છે વિ. વિ. એટલામાં પોતે વચમાં બોલી ઉઠ્યા, કે હું તો એક ગરીબ બ્રાહ્મણ છું સાહેબ! મારામાં એવું કંઈ નથી, વિ. દંભ કે અભિમાન પોતાના જીવનમાં જરા પણ પ્રવેશી શક્યા નથી.

૧૫ પોતે હમેશાં સાદો વેષ પહેરે. પગમાં સાદા ગામડીઆ જોડા, સાદું ધોતીયું, એક બંડી અને માથે ધોળો ફેંટો. આ પોતાનો પહેરવેષ

હતો. મોટા રાજા પાસે પણ પોતે આ જ વેષે જતા. તેમના વેષ ઉપરથી કોઇ જ ન કળી શકે કે આવા સાદા અને સાધારણ પહેરવેષમાં અનંત બ્રહ્માંડના અધિપતિ છુપાઇ રહ્યા હશે.

૧૮ દુષ્ટ હો, પાપી હો, કે ગમે તેવો હો, પણ પણ તેના ઉપર પ્રેમ અને દયા રાખતા. સર્વમાં પોતે પ્રભુબુદ્ધિ રાખતા અને સર્વ પ્રભુની જ મૂર્તિઓ છે, એ પ્રમાણે માનતા. પોતાનાં નેત્ર જ એવાં હતા, કે તેમને પ્રભુવિના બીજું કંઇ જણાતુ નહિ.

૧૯ પોતે હંમેશા સાત્વિક આહાર જમત હીંગ, લસણ, ડુંગળી વગેરે પદાર્થો પોતે ખાતા નહિ.

૨૦ બાહ્ય શુદ્ધિનું પોતે બહુ ઉત્તમ પ્રકારે પાલન કરતા. જ્યારે જ્યારે સ્નાન કરે ત્યારે ત્યારે ધોએલા વસ્ત્ર પોતે ધારણ કરતા.

૨૧ સત્ય બોલવુ, પ્રભુનુ મનથી ચિંતન કરવું, વગેરે જેનો જેનો આતર શુદ્ધિમા સમાવેશ થાય છે તે સર્વ પોતે કરીને આતર શુદ્ધિનુ પણ પાલન કરતા.

૨૨ સાક્ષાત્ બોધ પ્રભુ ભાગ્યે જ કોઇને કરતા તેમ જ કોઇના દોષ કોઇને કદી પ્રભુ જણાવતા નહિ

૨૩ ગુરુમાં ઇશ્વરબુદ્ધિ પોતે રાખતા. ગુરુ એટલે સાક્ષાત્ ઇશ્વર એવો પોતાનો ગુરુવિષે ભાવ હતો પ્રભુની ગુરુભક્તિ તે પ્રભુના જેવી જ હતી. તેને કોઇની ઉપમા આપી શકાય તેમ નથી જે કંઇ કરે તે જાણે ગુરુને માટે કેમ ન કરતા હોય તેમ જણાય. ઘરમા કાઇ નવિન ખાવાનો પદાર્થ આવ્યો, કે ગુરુ મહારાજને ધરાવ્યાવિના તેનો ઉપયોગ થાય નહિ. ઘરમા સારી સારી રસોઇ પ્રસંગે પ્રસંગે થાય તે પણ ગુરુમહારાજને માટે જ કેમ ન થતી હોય તેવી રીતે અત્યંત સ્વચ્છતાથી અને કાળજીથી પોતે કરાવે, અને ગુરુમહારાજને ધરાવે, અને પછી જે કોઇ પોતાના આશ્રમમાં આવ્યા હોય તેમને જમાડીને પોતે જમે. ખરું તો બીજાને જમાડવાથી

જાણે ગુરૂમહારાજ તે જમતા હોય તેમ માનીને બીજાને તે પ્રસાદ જમાડે. પોતે જમે ખરા, પણ તેમાં પોતાને કોઇ જાતનો મોહ ન મળે. જે કંઇ થતું તે બીજાને માટે જ થતું. પોતે પ્રસંગે વધારે જમતા, પણ તે એટલા માટે કે બીજી મંડળી સાથે બેઠી હોય તેને જમાડવા.

૨૪ દેવને નૈવેદ ધરાવ્યાવિના પ્રભુ કદી કશું જ જમે નહિ. પોતે પાણી પીએ, કે જમ્યા પછી બીજી વખતે બીજું કંઇ ખાવાનો પ્રસંગ આવે તો પ્રભુને અર્પણ કરીને પછી પ્રભુના પ્રસાદતરીકે જ પ્રભુ તેનો સ્વીકાર કરે.

આ સંબંધમાં એક પ્રસંગે મને પ્રભુશ્રીએ કહેલું, કે આપણે જે કંઇ ખાઇએ પીએ તે સર્વ પ્રભુને ધરાવીને પ્રભુના પ્રસાદતરીકે ખાવું પીવું, એટલે તેથી આપણને અનેક લાભ થાય છે. જે આ નિયમનું આગ્રહથી નિત્ય પાલન કરે છે, તેના ખાવાપીવામાં કદાચ ઝેર આવે છે તો પણ તે અમૃતરૂપ થઇ જાય છે, પંડિતજી !*

---

* આવો એક પ્રસંગ પ્રભુશ્રીના જીવનમાં બન્યો પણ છે. ઘણું કરીને સંવત્ ૧૯૫૪ ની સાલમાં પ્રભુશ્રી બામણગામે પધાર્યા હતા. પ્રભુશ્રીનો પ્રભાવ એવો, કે ન પોતે ભાષણ કરે કે ન એવી બીજી પ્રવૃત્તિ કરે, છતાં જ્યાં જાય ત્યાં લોકોના ટોળેટોળા પોતાની પાસે આવવા લાગે. આ નિયમે આ ગામમાં, પણ અનેક સ્ત્રીપુરુષો પ્રભુશ્રીની પાસે આવવા લાગ્યાં. આ ગામમાં–પંથનું જોર વિશેષ હતું અર્થાત્ તે પંથના ઘણા અનુયાયી આ ગામમાં હતા. આ પંથના નેતાઓને લાગ્યું, કે જરૂર આપણો પંથ તુટી જશે, અને આ મહારાજને બધા માનવા લાગશે, કે તેમની કંઠી બાંધવા માડશે. પ્રભુશ્રીએ કદી પણ પોતાની કંઠી કોઇને બાંધી નથી, કે પોતાનો પંથ ચલાવવાનો કદી પણ પ્રયત્ન કર્યો નથી. તે છતાં પોતાના પંથના અનેક મનુષ્યો પ્રભુશ્રી પાસે સત્સંગ કરવા આવવા લાગ્યાં તેથી આ લોકોને પોતાનો પંથ તુટી જશે, એવો ભય થયો. તે પંથના મુખ્ય મનુષ્યોએ તેથી પોતાના પંથની એક—બ્રાહ્મણ બાઇને આ

૧૫ સાજસવાર દેવગૃહમા દેવપૂજન તથા નિયમિત આરતિ કરવાનો પ્રભુશ્રીના આશ્રમનો રિવાજ હતો. કોઇ દેવપૂજા તથા આરતિ ન કરનાર

---

વાર્તા સમજાવવાને તથા તેને પાચસો રૂપૈઆ આપવાના કરીને પોતાને ઝેર આપવાનો નિશ્ચય કર્યો. તોલો દોઢ તેનો સોમલ આ લોકોએ લાવી આપ્યુ, અને આ બાઇ પાસે પ્રભુશ્રીને આગ્રહથી પોતાને ઘેર જમવા પધારવાનુ આમત્રણ કરાવ્યુ પ્રભુશ્રીએ તેનો આગ્રહ જોઇને તેનુ આમત્રણ સ્વીકાર્યું બીજે દિવસે પ્રભુશ્રી કેટલીક મડળી સાથે જમવા પધાર્યા બાઇએ છુટો લાડુ બે પ્રકારનો કરી રાખ્યો હતો એક ઝેરવાળો અને બીજો ઝેરવિનાનો ઝેરવાળો લાડુ પ્રભુશ્રીને પીરસ્યો અને ઝેરવિનાનો લાડુ બીજી મડળીને પીરસ્યો. ઝેરવાળો લાડુ જેટલો પ્રભુશ્રીને પીરસ્યો હતો તે જમી રહેતા થોડો વધ્યો હતો તે પ્રભુશ્રીએ બાઇ પાસે માગી લીધો કે વખતે તે રહે તો ભૂલથી બીજા કોઇના ખાવામા ન આવે પ્રભુશ્રી આ ઝેરવાળો લાડુ ગુરુ ભગવાનને ધરાવીને જમી ગયા જમીને બધી મડળી મુકામે આવી. થોડી વાર પછી પ્રભુશ્રીએ પ્રભુદાને બોલાવીને કહ્યુ, કે જુઓને મારા શરીરમા આ શુ થાય છે આ શરીરનો રગ કેમ બદલાતો જણાય છે મને ઝેર ખવરાવ્યુ જણાય છે માટે ઘી હોય તો લાવો પ્રભુદા ઘી લાવ્યા તે પોતે પી ગયા અને પછી પોતાના પલગની આસપાસ એક આથર બધાવીને કહ્યુ કે અમુક વખતસુધી તમે મને કોઇ બોલાવશો નહિ પોતે આસન વાળીને આ પલગ ઉપર અમુક વખતસુધી બેઠા બધાને લાગ્યુ, કે અમુક લોકોએ પ્રભુને બાઇ પાસે સોમલ ખવરાવ્યુ હતુ તેની તેમણે તપાસ કરી તો તે વાતની તેમની ખાત્રી થઇ પછી પોતાના જે સેવકો હતા તેમણે પ્રભુશ્રીને કહ્યુ, કે એ રાડને અમે મારી નાખીશુ, છોડવાના નથી રાડની આખો અમે ફોડી નાખીશુ, વગેરે વગેરે પ્રભુશ્રીએ કહ્યુ કે તેમા એ બીચારીનો શુ દોષ ? તમે એવુ કશુ જ ન કરતા છતા તમે તેને મારી નાખશો તો હુ તેને જીવતી કરીશ, અને તમે તેની આખો ફોડી નાખશો તો હુ તેને દેખતી કરીશ કહે છે, કે

હોય તો પોતે જાતે દેવપૂજા કરે અને આરતિ ઉતારે. પોતે આરતિ ઉતારે ત્યારે બહુ જ ભક્તિભાવથી ઉતારે. દેવ અને ગુરૂવિષેનો પોતાનો ભાવ અવર્ણનીય હતો.

---

આ બાઇ આંખે ઓછું દેખતી હતી તેને પ્રભુશ્રીએ આ પ્રસંગ પછી દયા કરીને દેખતી કરી હતી અહો! પ્રભુની દયાને શાની ઉપમા આપીએ? આવા દુષ્ટ અને પાપી લોકો ઉપર પણ પ્રભુ દયાનું વર્ષણ કરે છે, એવા તે અનુપમ દયાળુ છે! આ ગામની પાસે એકલબારા નામના એક પીર છે, ત્યાં કોઇએ ચોરી કરી હોય તો લોકો તેને ત્યાં લેઇ જાય છે, અને ત્યાં તેને ત્યાં રહેલો ફકીર પીર ઉપર ઉતારીને ચોખા ચવરાવે છે, અને જો તેણે ચોરી કરી હોય છે તો તે ચોખાનો રંગ લાલ થાય છે, એવી કોઇ માન્યતા ત્યાં ચાલે છે; તેથી પોતાને આ બાઇએ ઝેર ખવરાવ્યું છે કે નહિ તેનો નિર્ણય કરવા માટે આ સેવક લોકો તેને તે પીર પાસે બીજે દિવસે સવારે લેઇ જવા લાગ્યા. પ્રભુશ્રીએ જાણ્યું, કે ત્યાં જવાથી આ બાઇ દોષવાન્ ઠરશે, અને નકામું ધાંધલ થશે, તેથી ચાલો હું પણ તમારી સાથે આવું છું કહીને પોતે પણ તે બધાની સાથે ગયા. ત્યાં જઇને ત્યાંના ફકીરને ખાનગી રીતે સમજાવીને તે બાઇને પીર ઉપર ઉતારેલા નહિ, પણ બીજા ચોખા ખવરાવ્યા, કે જેથી તેનો રંગ સફેત નીકળ્યો અને બાઇ નિર્દોષ ઠરી સર્વ મંડળી પાછી મુકામે આવી. પછી આ સેવકોએ પોતે પધારેલા તેથી ગામની ચોરાસી કરી અને તે ચોરાસીમાં આ બાઇનું નોતરૂં કાપી નાખ્યું. પ્રભુશ્રીને આ વાર્તાની ખબર પડતાં પોતે કહ્યું કે આ બાઇને તમે નોતરૂં નહિ દો અને તે જ્યાં સુધી જમવા નહિ આવે ત્યાં સુધી હું જમનાર નથી. પછી તે બાઇને પ્રભુએ નોતરૂં દેવરાવ્યું અને તે આવીને જમી ગઇ તેની ખાત્રી કર્યા પછી પ્રભુશ્રી જમ્યા!

આ સોમલની અસર પ્રભુશ્રીના શરીરમાં છેક છેવટસુધી રહી હતી. આને લીધે પણ પ્રભુ તેલ, મરચાં વગેરે ખાઇ શકતા નહિ અને જરા કંઇ ઉષ્ણ પદાર્થ ખાવામાં આવે તો પોતાના શરીરમાં તરત જ ગરમી

૨૬ પોતાના રસોડામાં બહુ જ સ્વચ્છતા રખાવે. જાતે જઇને જોઇ આવે અને કાળજીથી ધોવરાવી લીપાવીને સ્વચ્છ રખાવે.

૨૭ આ સારૂં અને આ નઠારૂં, એવો ભેદભાવ પોતાની વૃત્તિમાં વસ્તુતઃ ન છતાં પોતાને ઠીક નથી લાગતી એવી બે વસ્તુઓ જણાતી હતી. એક ચાહા અને બીજી બીડી. રસોઇયો બીડી પીનાર હોય તે પોતાને ન પસંદ ન હોવાથી પોતે કેટલાક વખતથી પોતાનું રસોડું જૂદુ કરાવ્યું હતું. તેમાં પણ બ્રાહ્મણ બીડી પીએ તો તે પ્રભુશ્રીને ગમતુ નહિ, એમ જણાતું હતું.

૨૮ પરસ્ત્રી સંબંધમા પોતાના આશ્રમમા કદી વાત થતી નહિ. માતૃવત્ જ પરસ્ત્રીને પોતે ગણતા. પ્રભુશ્રીના આશ્રમનું વાતાવરણ બહુ જ પવિત્ર હતુ. સ્ત્રીઓની મર્યાદા પોતાના આશ્રમમા બહુ જ ઉત્તમ પ્રકારે સચવાતી હતી.

૨૯ વર્ણાશ્રમને પોતે બહુ માન આપતા અને પોતાના આશ્રમમા વર્ણાશ્રમ ધર્મનું પાલન બહુ જ ઉત્તમ પ્રકારે થતું હતું. તે છતા પોતાનો પ્રેમ અંત્યજ પર પણ ઘણો હતો. પોતાને ત્યા જમણવારના પ્રસંગ આવતા ત્યારે ગામના તમામ અંત્યજોને પોતે જે બીજાને જમાડે તે જ જમાડતા. કોઇ અંત્યજ કંઇ પૂછવા આવ્યો હોય તો તેને પ્રેમથી તેનું ઉત્તર દેતા અને અંત્યજો પણ પોતાને પોતાના દુઃખનો માર્ગ પૂછવાને હંમેશા આવતા. પોતે સ્વરૂપાવસ્થાનને પામ્યા ત્યારે મજુસરના ઢેઅંગી પણ પુષ્કળ રડ્યા હતા. ભણેલા કોઇ કોઇ દેશએ તો પ્રભુના વિરહની

---

[1] જણાતી. આની ઉષ્ણતાને લીધે પ્રભુશ્રીને દશ અગીઆર વાગે જમવા જોઇતું હતું. વધારે મોડું થાય તો શરીરમા ઘણી ઉષ્ણતા જણાતી હતી. તે છતાં ગુરુશ્રીના નિમિત્તના ઉત્સવને પ્રસંગે તથા બ્રહ્મભોજનના પ્રસંગે પોતે રાત્રે અગીઆર વાગ્યાસુધી ભુખ્યા રહેતા હતા.

કવિતાઓ પણ બનાવી હતી, જે સ્થળસંકોચને લીધે પ્રસિદ્ધ થઇ શકી નથી.

૩૦ દાન આપવુ, યજ્ઞ કરવા, અને જમાડવું, એ ત્રણ ક્રિયાઓ પ્રભુશ્રી બહુ જ કરતા હતા. કેટલું દાન આપ્યું હશે, અને કેટલાં મનુષ્યો પોતે જમાડ્યાં હશે તેની ગણત્રી થઇ શકે તેમ નથી.

૩૧ પ્રાણીમાત્ર ઉપર પ્રભુશ્રીનો અપાર પ્રેમ રહેતો હતો. પોતે દુ:ખ વેઠીને પણ બીજાનું હિત કરતા.

૩૨ ગાય અને બ્રાહ્મણો ઉપર પ્રભુશ્રીનો પ્રેમ વિશેષ જોવામાં આવતો હતો.

૩૩ પરાન્ન જમવું પોતાને પ્રિય ન હતું. ન છુટકે જ પોતે પરાન્ન જમતા. તેમાં જે અનીતિ, અધર્મથી દ્રવ્ય સંપાદન કરતા હોય, જે દીકરીઓનો પૈસો લેતા હોય, જે ભગવાનથી વિમુખ હોય તેવાનું તો ન છુટકે જ પોતે જમતા. પાણીસરખું પણ આવા લોકોના ઘરનું ન પીએ.

૩૪ પરગામ પધારે ત્યારે સવારે સાત વાગે ઘેરથી જમીને નીકળે. રસ્તામા અર્થાત્ આગગાડીમા કંઇ પણ ખાય નહિ, અને પાણી પણ ન પીએ. જ્યા ઉતરવાનું હોય ત્યા ઉતરે ત્યારે સ્નાન કરીને રસ્તામા પહેરેલાં કપડાં પલાળીને બીજાં ધોએલાં કપડા પહેરે ત્યારે પાણી પીએ, કે જમે. ઘણે દૂર જવાનું હોય તો પણ આ નિયમનું પોતે પાલન કરે. ઉનાળાનો દિવસ હોય અને રાત્રે મુકામે પહોચવાના હોય, તો પણ આ નિયમનો ભંગ કરે નહિ.

૩૫ જ્યા પધારે ત્યાં દેવને નૈવેદ્ય થયું છે, કે નહિ તેની તપાસ કરીને પછી પોતે જમે.

આ સંબંધમાં ગામનું નામ બરાબર સ્મરણમાં નથી,—પણ નડીઆદ હો, કે બીજું ગામ હો,—પણ એક પ્રસંગે એક સજ્જનને પ્રભુશ્રી સાથે નીચે પ્રમાણે વાર્તા કરતા મે સાંભળ્યા હતા. તેમણે પોતાને ત્યાં કોઇ ન્યાતનો

પ્રસંગ હશે તે સંબંધમાં વાર્તા કરતાં કહ્યું, કે મહારાજ ! કંસાર ખુટી પડ્યો, અને બે ત્રણ વખત નવો રાંધવો પડ્યો. મહારાજશ્રી એ કહ્યું, કે ભગવાનને તમે નૈવેદ્ય નહિ ધરાવ્યું હોય. પેલા સજ્જને કહ્યું, હાજી તેમ જ થએલું. પણ પછી યાદ આવતાં ભગવાનને નૈવેદ્ય ધરાવ્યું. પ્રભુએ કહ્યું, કે પછી ખુટ્યું હતું ? પેલા સજ્જને કહ્યું, કે નાજી, પછી નવો કંસાર ન કરવો પડ્યો.

૩૬ ન્યાય નીતિથી જે દ્રવ્ય સંપાદન ન કરતા હોય, જે દીકરીઓનો પૈસો લેતા હોય, જે પાપકર્મ કરતા હોય, તેવાઓનો પૈસો પ્રભુ લેતા નહિ. છતાં બહુ આગ્રહથી આવા લોકો પોતાને પૈસા આપે તો તેમાં ઘરના બીજા પૈસા ઉમેરીને પોતે યજ્ઞયાગાદિમાં તેને વાપરી નાખે. પરાન્ન જમવામાં અને પારકો પૈસો લેવામાં પોતે બહુ જ કાળજીવાળા જણાતા.

૩૭ ચાહા, પાન, સોપારી, કે કોઇ પણ પ્રકારનું પ્રભુશ્રીને વ્યસન ન હતું. જમ્યા પછી કંઇ જ ન ખાતા, કોઇ આપે તો બે કણ ઇલાયચીના જ માત્ર પ્રસંગે લે.

× × × × ×

.... સ્ટેટના X નાગના દિવાન નીચેપ્રમાણે પોતાનો અનુભવ લખી જણાવે છે.

પ્રારબ્ધાનુસાર અમે બે મિત્રજીવોનું આ સુખદુઃખમિશ્રિત મૃત્યુલોકઉપર અવતરણ થયેલું. સ્નેહ તો પિતાપુત્રનો, માતાપુત્રનો—ગુરુશિષ્યનો પણ હોઇ શકે છે, પરંતુ પતિના મૃત દેહને ચિતામાં મૂકિ સદેહે ભસ્મીભૂત થનાર સ્ત્રીઓનાં, અને માનસિક સ્થિતિમાં જ હજુ વિવાહિતા થયેલ સ્ત્રીને ન જોતાં દેહ ત્યજનાર ચંદ્રપીડના જેવાં દૃષ્ટાંતો જોતાં, દંપતિસ્નેહમાં જ વિધાતાએ ઉચ્ચતર સ્નેહસ્થાન યોજવાની અવધિ બનાવેલી જણાય છે ! ગમે તેમ હોય, હું ભૂલતો હઇશ, વિધાતાને પરવડતું કરે, પરંતુ અમે બે મિત્ર જીવ તો દંપતિરૂપે જ ગોઠવાયાં હતાં. અઠ્ઠાવિશ વર્ષની ઉમરે, દસ બાર સારે મારે સ્થળેથી વિવાહમાટે માગાં આવેલાં તેમાંથી મેં જાતે જ સંપૂર્ણ તપાસના પરિણામે આ સ્ત્રી જીવને પત્નીતરીકે સ્વીકારેલ; અને ભવિષ્યે પણ પુરવાર કર્યું કે જગતમાં કરોડો સુખી કુટુંબો હશે તેમા પણ અમે ઉચ્ચ પંક્તિમાં હઇશું. મને કહેવામા આવતું કે—અઠ્ઠાવીશ વર્ષે તમે તો પરણ્યા છો, પરંતુ અઠ્ઠાવીશમે વર્ષે જ મારે તો આ મૃત્યુલોક ઉપરથી પ્રયાણ કરવાનું છે. હું આ વાતને હસી કહાડતો !

અઠ્ઠાવીશમે વર્ષે વિદ્વાન્ દાક્તરોની સારવાર છતા, ચારપાંચ માસની એક બાળકી મૂકી, કીવરના દરદથી સને ૧૯૨૦ માં એનો દેહાંત થયો. આ બનાવને લીધે થતા આઘાતને, મારી કચડીને મેં હૃદયમાં જ પૂરી રાખ્યો, અને રડવા કૂટવાના કુરિવાજો બંધ કરવા માટેનો ઉપદેશક હોવાથી, એક બાળકની પેઠે આર્તસ્વરે રુદન કરવામાંથી બને તેટલો મને પોતાને બચાવ્યો. બાહ્ય વેશે, જગતને જાણે કંઇ જ નથી બન્યું એમ બતાવવાનો ઢોંગ કર્યો. દિલાસાના કાગળો આવેલા તેના જવાબમાં એવી મતલબના પ્રત્યુત્તરો મોકલ્યા કેઃ—

"શોક કરવો મિથ્યા છે. શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે કે–અનેક જન્મે આપણે કરેલાં કર્મોના સંચયમાંથી એક જન્મ ધારણ કરવા પુરતું પ્રારબ્ધ લઇને અમુક જીવ મૃત્યુ લોક ઉપર આવે છે. આપણા પોતાના જ કર્મ ઉપર સુખી દુઃખી હોવાનો વિધાતાનો અટલ નિયમ છે. માટે સતત સત્કર્મમાં જ પ્રવૃત્ત રહેવું. ઉગ્ર તપ—પરોપકારમિશ્રિત સત્કર્મોથી જ ભવિષ્ય સુખી થઇ શકે છે."

અરે ! ત્યાંથી ન અટકતાં, તેવા જ મતલબની નવલકથાઓ લખવા માંડી ! પરંતુ હૃદયમાં સંતોષ ન અનુભવ્યો. મને સંકલ્પ વિકલ્પ એ થવા માંડ્યા કે મૃત્યુ પામેલાં સ્નેહીઓ માટે તેમના–જીવ માટે પ્રભુએ મરણ પછી શું સ્થિતિ યોજી હશે ? કયાં સ્થાનમાં તે રહેતાં હશે ? વખત કેમ ગાળતાં હોવા જોઇએ ? આપણને તે સંભારતાં હશે ? આ તીવ્ર જીજ્ઞાસાથી, હીંદુ–પારસી–ખ્રીસ્તિ વગેરે ધર્મના તત્ત્વવેત્તાઓએ આ વિષય ઉપર લખેલાં પુસ્તકો મંગાવી વાંચ્યા તેમાં life after life; life beyond death; "Returned empty," × વગેરે પુસ્તકો જોયાં, તે ઉપરાંત Talking with the dead; spiritual messeges વગેરે ઉપરનું સાહિત્ય વાંચ્યું. અર્ધાવર્ષને આશરે આ એક પ્રકારની લગની ચાલી હશે; અને તે દરમ્યાન ઉપાધિવાળા ધંધાની સાથે આ લગની વિધાનરૂપે ચાલ્યા જતી. એવામાં વડોદરેથી પંડિતજીનું પોસ્ટ કાર્ડ આવ્યું ! અને તેમાં એવી મતલબનો ઉલ્લેખ જોયો કેઃ—"તમે કોઇ મિત્ર જીવ જોડે વાતચીત કરવા ઇરાદો રાખો છો ? તેમ હોય તો મને મળશો ?" ધન્ય પ્રભો ! આ મારા હૃદયની વાર્તા પંડિતજીએ શી રીતે જાણી હશે ? ગુજરાતની પ્રજાને ધર્મ–માર્ગમાં ઉપદેશ આપવા કટિબદ્ધ થયેલા ત્રુજ ઉપદેશકોમાના તે એક છે એમ હું જાણતો. પણ જીવનભરમાં તેમના દર્શન તો થયા ન હતા. મને ચોક્કસ લાગ્યું કે એકાદ તાર ઓફીસનો સીગનલર, સામેનો સીગનલર ન સાંભળવાથી ઘંટડી ખખડાવ્યા કરે, અને આખરે તે સાંભળે

× "પૂર્વજન્મ" ઉપર અંગ્રેજીમાં નવલકથા છે

